# સ્ત્રી:શક્તિની
# રમુજ વાતો

આશાકંત ગ્રંથમાળા

૪૨

શ્રી સાહિત્ય મંદિર

૧૮૦ કેળાપીઠ,

સુરત.

# રાજાબાઈ ટાવર



**શાળના રક્ષાન ઠાજ.**

તેની વાત જાણુવા શ્રી સાહિત્ય મંદિરને આઠ
આનાની ટીકીટ બીડો. ઠે. કેળાપીઠ સુરત

આવૃત્તિ બીજી
ઈ. સ. ૧૯૪૦
સંવત ૧૯[illegible]



તમારી
સખીઓ
બહેનો
પુત્રીઓ
વહુઓ
સૌ કોઈને શ્રીઃશક્તિ
ગ્રંથમાળાનાં પુસ્તકોજ
ભેટ આપો.

ઇશ્વરલાલ વીમાવાળાનું
શ્રીઃશક્તિ કાર્યાલય
કેળાપીઠ, સુરત.



દેશબંધુ મુદ્રણાલય, કેળાપીઠ, સુરતમાં ઇશ્વરલાલ
એમ. વીમાવાળાએ છાપ્યું અને ત્યાંથીજ પ્રગટ કર્યું.

## ૧

# બહુરત્ના વસુંધરા

"હલ્લો ! મિ. વિનોદરાય ?" પૂરપાટ દોડી જતી મોટરમાંથી કોઈએ મને બૂમ મારી.

મેં પાછા ફરીને જોયું તો મારા જુના મિત્ર શ્રીયુત મફતલાલ ફોગટિયા શેવ્રોલેટ કારના ૧૯૩૯ ના મોડલમાં મુંબાઈના કોઈ સર—નાઈટના નબીરાની અદાથી તેમના પેટન્ટ સીગારના ધુમાડા કાઢતા બિરાજમાન થએલા હતા ! મને જોઈ તેમણે બૂમ પાડી તથા મોટર થોભાવડાવી; એટલે હું તેમની પાસે ગયો.

"કમ ઓન ! બેસી જાવ. અત્યારે કંઈ ખાસ કામમાં તો નથી ને ?" કહી તેમણે મારે માટે મોટરનો દરવાજો ખોલ્યો. હું અંદર જઈ તેમની સાથે ગોઠવાયો. એટલે ડ્રાઈવરે મોટર આગળ ચલાવી.

"તમારા કોઈ મિત્રને તો મોટર છે નહિ, મિ. ફોગટિયા, અને આ તદ્દન નવી કાર કોની ?"

"માય ડીયર વિનોદરાય !" મિ. ફોગટિયા મારો હાથ દબાવી પોતાની લાક્ષણિક શૈલીમાં બોલ્યા, "આ સેવકને વળી કારની શી ખોટ હતી ? અહીંની બધી મોટરોની દુકાનો છે તે આપણીજ

છે ને ! જરા ફરવાનું મન થયું કે એકાદ શોરૂમમાં ઘુસી જવાનું અને મોટર ખરીદવાનો વિચાર છે કહી ટ્રાયલ આપવા જણાવવાનું. એટલે બેડો પાર. તેમાં વળી શા વેદ ભણવાના હતા ? હમણાંનો ઘણા દિવસથી અકળાઇ ગયો હતો અને આજે વિચાર થઇ ગયો કે બસ નવી મોટરમાંજ કલાક ફરી આવવું છે, એટલે ટાપટીપ કરીને ઉપડયો પરીખ બ્રધર્સના શોરૂમમાં. પરિણામે અત્યારે આપણે આ મોટરમાં બિરાજીએ છીએ. અડધો કલાક તો થયો. હજી થોડુંક ફરવું છે ?"

"પણ આ ડ્રાઇવર માનશે ?" મેં શંકા બતાવી.

"અરે ! એને ઠંડો કરવો તે મારું કામ—" મિ. કોગટિયાએ જવાબ આપ્યો. થોડે દૂર ગયા પછી તેમણે ડ્રાઇવરને કહ્યું, "જરા મોટર ખડી રખો. તુમારા નાંવ કયા ?"

"હરનામસિંગ–" ડ્રાઇવરે મોટર થોભાવતાં જવાબ આપ્યો.

"દેખો હરનામસિંગ ! વો હોટલવાલાકુ જા કે બોલો—તીન કપ ચહા ભેજ દે. હમેરે લીયે સીગારેટકા પેકેટ લે આઓ."

આમ કહી મિ. કોગટિયાએ ખીસામાંથી રૂપીઓ કાઢી આપણે જેમ આંધળા લુલાના પાથરણા ઉપર પાઇ ફેંકીએ તેમ ડ્રાઇવરની બેઠક ઉપર ફેંકયો. ડ્રાઇવરે ઝુકીને સલામ કરી અને રૂપીઓ લઇ હોટલ તરફ ગયો.

"હવે આપણે બીજો અડધો કલાક ફરી શકાશું." મિ. કોગ-ટિયા બોલ્યા, "ડ્રાઇવરનું મોં કેટલું ? એક ચહાનો કપ અને સીગા-રેટ પાઇ એટલે ખલાસ !"

થોડી વારે ડ્રાઇવર ચહાવાળા છોકરાને તેડીને આવ્યો, એટલે અમે બધાએ મોટરમાં બેસીનેજ ચહા પીધી.

ત્યાર બાદ ડ્રાઇવરે રૂપીઆમાંથી વધેલા પૈસા અને સીગારેટનું પેકેટ મિ. કોગટિયાના હાથમાં મૂકયાં. એટલે તેમણે ચહાવાળાને

પૈસા ચૂકવી એક સીગારેટ ડ્રાઇવરને ધરી. ડ્રાઇવરે સીગારેટ ચેતાવી મોટર હાંકી.

બીજો અડધો કલાક મોટર ફેરવી અમે ગેરેજ ઉપર પાછા આવ્યા.

"જુઓને મિ. પરીખ," મિ. ફોગટિયાએ દમામથી મોટર-માંથી ઉતરી શોફમના માલીક સાથે વાત કરવા માંડી. "મોડલ તો જાણે સારૂં છે, પરંતુ તમારી કિંમત મને જરા વધારે પડતી લાગે છે. અત્યારે તો આ મારા મિત્ર મને રસ્તામાં મળી ગયા એટલે હું ઘણા અગત્યના કામમાં છું. પરંતુ તમારી છેવટની ઓફર મને પત્ર દ્વારા જણાવજો. પછી હું વિચાર કરી જોઇશ. આ મારૂં સરનામું."

આમ કહી તેમણે ખીસામાંથી વિઝિટિંગ કાર્ડ કાઢીને મિ. પરીખના હાથમાં મૂક્યું.

"વારૂ, સાહેબ." પરીખે જવાબ આપ્યો–"હું જરૂર આપને જણાવીશ. સાહેબજી !"

"સાહેબજી. !"

અમે ત્યાંથી નીકળ્યા. રસ્તામાં મેં મિ. ફોગટિયાને પૂછ્યું:

"પણ તમારી ખોલી તો કબુતરના માળા જેવી ૮×૧૦ની છે, અને તમે એને તમારૂં સરનામું કેમ આપ્યું ? તેનો માણસ તમારી રૂમ જોઇનેજ વિચાર નહિ કરે કે આ શું મોટર લેવાના હતા !"

"બેજાની ત્યાંજ જરૂર પડે છે ને, મિ. વિનોદરાય ! આ સેવકે એક ઓફીસ ખોલી છે તેની તમને ખબર આપવી રહી ગઇ. સરનામું ઓફીસનુંજ આપ્યું છે."

"તમે ઓફીસ ખોલી છે ? શાની ઓફીસ છે ? નામ શું આપ્યું છે ?" મેં અજાયબીથી પ્રશ્ન કર્યો. આ કડકાબાલુસ બિરાદરે વળી શાની ઓફીસ ખોલી હશે તે મારાથી એકદમ સમજાયું નહિ.

"એનું નામ શ્રી હિમાલય ફીચર ફોરકાસ્ટ ઓફીસ! શાની હશે તે તો નામ ઉપરથીજ સમજી જાવને."

"લોકોને સ્ચોર ફીગરો આપવા માંડ્યા છે?" મેં હસીને પુછ્યું.

"અરે! સ્ચોર તે કેવા? એકને એકકો, તો બીજાને પંજો! દરેકને જૂદાજ ફીગર! બધાયને સ્ચોરજ કહેવાનું? કોઇનેય લાગ્યા વિના રહેવાનું હતું? રોજ બે કલાક ઓફીસ ખોલું છું. પણ જણાવેલે સમય કેટલાય ઉલ્લુઓ ફીગર લેવા માટે આવેલા હોય છે! હમણાં તો આપણે શીકેળાં ચાલુ છે! હાં, પણ જરા ચહા લેશો?"

"ના, ના. હમણાંજ પીધો છેને! આ ગરમીમાં તે કેટલીક ચહા?"

"ત્યારે આઇસક્રીમ કે લેમન, ગમે તે લઇએ. આવો." કહી ફાગટિયાએ મને તેમની પાછળ ઘસડ્યો. મેં ઉંચે જોયું તો એક વીમા કંપનીનું પાટિયું હતું.

"પણ આ તો હોટલને બદલે વિમા કંપની છે. તેમણે હવે આઇસક્રીમ વેચવા માંડ્યું છે કે શું?"

"અરે! તમે ન સમજો. મારી પાછળ આવોને! એ પૈસા કોણ ખરચે? હોટલનું બીલ તો મહિનામાં ભાગ્યેજ એકાદ વાર મારે ભોગવવું પડતું હશે!"

અમે મેડા ઉપર ચઢ્યા. વીમા કંપનીની ઓફીસમાં દાખલ થતાં સામેજ સેક્રેટરીનું ટેબલ નજરે પડ્યું. એટલે મિ. ફાગટિયા સીધાજ તેની પાસે અડી ગયા અને હસ્તધુનન કરવા હાથ લંબાવ્યો: "સાહેબજી! કેમ છો?"

મિ. ફાગટિયાના દમામથી અને તેમની બોલવાની ઢબથી પેલો બિચારો અંજાઇ ગયો અને ખુરશીમાં અડધો ઉભો થઇ ગયો.

"આવો સાહેબ !"—તેણે અમને સત્કાર્યા.

"કેમ, બીઝનેસ કેમ ચાલે છે ?"—મિ. ફોગટિયાએ ખુરશીમાં લંબાવતાં પ્રશ્ન કર્યો.

"હાલ તો ઠીક છે. સમયના પ્રમાણમાં સારૂં છે."

"જુઓ ત્યારે. તમારી કંપનીનું એક પ્રોસ્પેકટસ મને આપો અને તમારી કમીશનની શરતો મને જણાવો. મારા હાથ ઉપર લાખેક રૂપીઆનું બીઝનેસ તો તૈયાર છે, એટલે મારે તમારી છેવટની શરતો જોઇએ."

"વારૂ, ગણપત ! સાહેબને પ્રોસ્પેકટસની એક નકલ આપ. અને પછી ચહા લઇ આવ."

"ના. ના. આવી ગરમીમાં ચહા શું કરવી છે ?"

"ત્યારે કંઇક ઠંડું મંગાવો. લેમન, સોડા, તમે કહો તે." પેલાએ વિવેક કર્યો.

"તો પછી એ કોલ્ડ્રીંક જ મંગાવો. અને સીગારેટ મંગાવો, તો 'પાલમાલ' વિના બીજી મંગાવશો નહિ. હું બીજી જાત પીતો નથી." મિ. ફોગટિયાએ સીગારેટ મંગાવવાનું ગર્ભિત સૂચન પણ આપી દીધું !

ત્યાર બાદ કોલ્ડ્રીંક આવે ત્યાં સુધીમાં તો ફોગટિયાએ કંઇ કંઇ વાતો કહી નાખી પેલા સેક્રેટરીને છક કરી નાંખ્યો. તેમણે વીમાની લાઇનનો આટલો બધો ઉંડો અભ્યાસ ક્યારે કર્યો હશે, એમ મને પણ ઘડી ભર તેમની વાતો સાંભળીને થઇ ગયું. છેવટે દુધ કોલ્ડ્રીંક સાથે પાન સીગારેટ લઇને ફરી મળવાનું વચન આપી અમે ત્યાંથી ઉઠ્યા.

નીચે ઉતર્યા પછી મિ. ફોગટિયાએ પૂછ્યું:

"કેમ, હવે આઇસક્રીમ ખાવું છે ? જે જોઇએ તે કહી નાંખો, બિનોદરાય !"

"ના, ભાઈ ના, બહુ થયું હવે. પણ તમને મિ૦ સુખડિયા યાદ કરતા હતા, તો ચાલો તેમની ઓફીસે જતા જઈએ."

મિ. સુખડિયાની ઓફીસ પણ નજીકજ હતી. થોડી વારે અમે ત્યાં જઈ પહોંચ્યા. બહુ લાંબે ગાળે મિ. ફોગટિયા મળ્યા હોવાથી સુખડિયાને આશ્ચર્ય સાથે આનંદ થયો.

"તમે તે ક્યાં અદૃશ્ય થઈ ગયા હતા, મિ. ફોગટિયા ?"

"આ સેવક તો તમારા રાજ્યમાંથી બીજે ક્યાં જવાનો હતો ? પણ હાલમાં જરા બહુ કામકાજ ચાલે છે !"

"તમારે કામકાજ ? હવે મારી પાસે તો સાચું બોલો ! તમારે કંઈ હુંડીઓ સ્વીકારવાની હતી ?" મિ. સુખડિયાએ હસતાં હસતાં પ્રશ્ન કર્યો.

મિ. ફોગટિયા ગંભીર થઈ ગયા.

"જુઓ, જાણે કે એક તો તમે, બીજા આ વિનોદરાય, એમ બે કે ત્રણ સ્થળ તો મારે સાચવવાં જ પડે છે. તમારી પાસે મેં ક્યાં કશું છૂપાવ્યું છે ! થોડા વખતથી મેં સ્ટોર ફીગર આપવાની ઓફીસ ખોલી છે; તે પણ વિનોદરાયને મેં જણાવી દીધું છે."

"તમે પણ છક્કા પંજામાં પડ્યા છો !" સુખડિયાએ હસતાં હસતાં પ્રશ્ન કર્યો.

"એ પડે એ બીજા. આપણે નહિ. જ્યાં એક નંબરના પાકીટના દશ દશ રૂપીઆ આપનાર હૈયાફુટાઓ હોય ત્યાં મારે ઉંડા પાણીમાં ઉતરવાની શી જરૂર !" વાત કરતાં કરતાં મિ. ફોગટિયા હવે બોલ્યા. તેમણે ખીસામાંથી પાછી પોતાની અસલ સીગાર કાઢીને ચેતાવી, અને તેના ધુમાડા કાઢતાં કાઢતાં તેમણે આગળ ચલાવ્યું:

"આ ભલાની દુનિયા નથી, મિ. સુખડિયા. આ તો 'ઘી ખાના સક્કરસે ઓર દુનિઆ ચલના મક્કરસે'. જેવો ઘાટ છે.

મારા જેવું ચબરાક ભેજું હિન્દના એક ખૂણામાં પડયું પડયું સબડયા કરે, અને મારી કોઈને પણ કદર ન હોય તો પછી મારે મારો રસ્તો લેવોજ પડે ને! હમણાંનોજ દાખલો આપું. તમે મારૂં નામ કદાચ છાપાંઓમાં નહિ વાંચ્યું હોય. પરંતુ આ રાજેશ્રી બિહાર ફંડની એક શાખાના વ્યવસ્થાપક પણ છે. અને વ્યવસ્થા કંઈ મફતમાં થાય છે? બિહારના પીડિતો કરતાં આપણે કઈ રીતે ઉતરતા છીએ? આપણે તો દાવ જોઈને સોગટી મારવાનાજ!"

"ઠીક હવે. ચાલો, શું મંગાવું? ચહા કે સોડા?" મિ. સુખડિયાએ વિવેક કર્યો.

"અમે ચહાય પીધા અને દૂધ કોલ્ડ્રીંક પણ પીધું." હવે મેં જવાબ આપ્યો, અને હસતાં હસતાં તેના સંજોગો પણ કહી જણાવ્યા.

"વેલ ડન, મિ. ફોગટિયા, તમારે જરા આવતા રહેવું, એટલે અમને પણ જરા આનંદ થાય. એમ દિવસોના દિવસો સુધી અદ્રશ્ય થઈ જાઓ તે આપણને ન પાલવે. હમણાંના તો લોજમાંયે જણાતા નથી. લોજ બદલ્યું કે શું?"

"ના"—મિ. ફોગટિયાએ જવાબ આપ્યો, "હવે કહેવા બેઠો છું ત્યારે પૂરેપૂરૂંજ કહી નાખું. એવા લોજના પૈસા કોણ ખરચે? તેને બદલે મેં વીણી વીણીને ત્રીશ સદ્ધર અને લાયક મિત્રો ચુંટી કાઢયા છે, અને દરેકને ત્યાં મહિનામાં એક દિવસ જમવાનું રાખ્યું છે. આપણે તો સીધા જઈને મોઢેજ કહી દેવાના, કે આવતી કાલે તમારે ત્યાં જમવાનો છું. આખા વરસમાં માત્ર બાર વખત તેનો વારો આવે એટલે એકદમ તેના ધ્યાન ઉપર આ ચાલાકી આવે નહિ. વળી રોજ માલપાણીજ ઝાપટવાનાં મળે તે જુદાં! આવડા મોટા લાખોની વસ્તીવાળા શહેરમાં એવા ત્રીશ મિત્રો સાધતાં વાર કેટલી? મેં તો વળી દરેકનું નામ, તારીખ વગેરે નોંધી રાખ્યું છે;

કે તે નોંધ પ્રમાણે જઇને કહેવું અને જમી આવવું ! કોઇમાં ભૂલ થાયજ નહિ !"

"આફરીન ! દોસ્ત !" મિ. સુખડિયા બોલી ઉઠ્યા, "પણ તમારા લીસ્ટમાં અમારૂં નામ હોય તેમ લાગતું નથી."

"તમારી સાથે એવું હોય ? તમે અને વિનોદરાય તો 'રીઝર્વ' ખાતે ! સંકટ સમયે તમારોજ આશરો ખોળવાનો છેને ! ચાલો ત્યારે, હવે રજા છે ! હું હવે જાઉં. પણ મારી આ સ્કીમો તમનેજ જણાવું છું. કોઇને કાને વાત જાય નહિ."

"તે માટે બેફીકર રહેજો."—મિ. સુખડિયા બોલ્યા, "તમારી વાત શહેર બહાર નહિ જાય !"

"પાછી મશ્કરી સુઝી !"—કહી મિ. ફાગટિયા ઉઠ્યા, અને અમારી સાથે હસ્તધુનન કરી, ફરી મળવાનું વચન આપી વિદાય થયા.

"બહુરત્ના વસુંધરા !" તેમના ગયા પછી મિ. સુખડિયા બબડ્યા.

૨

# વર્ષગાંઠ

"કેમ, આજે કંઇ તોબરો ચઢાવ્યો છે?" રોજના પ્રફુલ્લિ વદનને બદલે બારેખમ મોઢું જોઈ મેં સુધાને પ્રશ્ન કર્યો.

"એમસ્તો !"

"હું કંઈ લાવવાનું ભૂલી ગયો છું ?"

"ના." હસીને સુધાએ જવાબ આપ્યો.

"ત્યારે કોઇ મહેમાન આવ્યા છે ?"

"ના."

"ત્યારે કંઈ ખરચ કર્યો છે ? કંઇ વસ્તુ ફુટી ગઈ કે કંઈ ઢળી ગયું ? કંઈ નુકશાન થયું છે ? થયું છે શું ?"

"થાય શું ? કાલે હિંમતલાલભાઇની વર્ષગાંઠ છે !"

"તુંય ગભરાવી નાંખે છે તો ! તેમની વર્ષગાંઠને અને ત તોબરાને શો સંબંધ ?"

"તેઓ કહેવા આવ્યા હતા કે કાલે સવારમાં સાત વાગ્યા આવજો. એટલે કડછી કલેકટરનો ચાર્જ તો મારેજ સંભ ભાવાનો ને ?"

હિંમતલાલ મારા જ્ઞાતિબંધુ હતા અને સગા પણ હતા. તેમ પત્નીશ્રી કમળાબ્હેન સુધા ઉપર કંઇક વડીલપણાનો દાવો કર

એટલે તેમને ત્યાંના જમણના પ્રસંગોમાં રસોડાનો ચાર્જ તો ઘણું ખરૂં સુધાનેજ સોંપાતો.

"પણ કંઈ બ્હાનું કાઢીને જમવાની નાજ પાડી દેવી હતી ને !" મેં સુધાને કહ્યું.

"પણ કંઈ બ્હાનું જ ન જડ્યું. મારાથી હાજ પડાઈ ગઇ. હવે આવતી કાલનો ઉચાટ મને અત્યારથી થાય છે."

"હશે હવે. માથે પડી વિશ્વદેવા. માથે પડ્યું તે ભોગવી લેવાનું. તેમાં આટલો બધો ઉચાટ શો ? એમ રાંધવાથી શું ડરી જાય છે ? બે માણસને આપણે જમવા ન્હોતરીએ ત્યારે તું નથી રાંધતી ? તો પછી આમાં ને તેમાં ફેર શો ?"

મેં સુધાને આશ્વાસન આપ્યું. છતાં તેના મનનો ગભરાટ શમ્યો ન હતો.

બીજે દિવસે સવારમાં અમે હિંમતલાલને ત્યાં જવા તૈયારી કરી. વહેલા પરવારવા માટે અમે બનતો પ્રયત્ન કર્યો. છતાં જોતજોતામાં આઠ વાગવા આવ્યા હતા. તેમનું મકાન બહુ દૂર ન હતું. એટલે થોડી વારમાં અમે ત્યાં જઈ પહોંચ્યાં.

"ઓહોહો, આટલું બધું મોડું હોય ?"—અમને જોતાંજ કમળાબ્હેને ફેફસાંને કસરત કરાવવી શરૂ કરી, "આઠ તો વાગી ગયા. ચાલો સુધાબ્હેન ! તમે હવે કપડાં બદલી નાખો—દાળનું આંધણ તો મેં મુકી રાખ્યું છે. આપણે વેઢમી બનાવવાની છે. ધીમે ધીમે શરૂ કરજો. શી ઉતાવળ છે ?"

સુધા અંદર ગઈ. અને હું હિંમતલાલ સાથે વાતે વળગ્યો. એટલામાં તેમના બે ચિરંજીવીઓ બાબુ અને મનુ કંઈ રમવા ઉપડ્યા હશે તે આવી પહોંચ્યા. મને જોતાંજ બાબુએ દોડતા આવી મારા ખોળામાં જોસથી પડતું નાખ્યું !

"કેમ કાકા ! આ ઘડીઆળમાં કેટલા વાગ્યા છે ?" તેણે

મારા કાંડાની ઘડીઆળ ઉપર ઘસારો કરતાં પ્રશ્ન કર્યો, અને તેનો પટો છોડવાનો પ્રયત્ન શરૂ કર્યો !

"રહેવા દે, ભાંગી જાય !" હિંમતલાલે તેની સામે આંખ કાઢતાં કહ્યું.

"એમ ડોળા શાના કાઢો છો વળી ? નહિ ભાંગી નાખીએ. મોટી ઘડીઆળ ન જોઈ હોય તો ! જરા વાર પહેરીને આપી દઈશું."

હિંમતલાલ મૌન રહ્યા એટલે મારે પટો છોડીને ઘડીઆળ આપવી પડી. પોતાને કાંડે જેમ તેમ પહેરી બાબુભાઈએ મારા ખોળાનો ભાર હલકો કર્યો !

"અલ્યા, કાકાને પાણી બાણી તો લાવી આપ." હિંમતલાલે મનુને ઉદ્દેશીને કહ્યું.

"ના ના. નથી જોઈતું"– મેં કહ્યું, "અત્યારમાં શા ઉપર પાણી પીવાનું હોય ?"

"ના કાકા ! થોડું પીજો."– કહી મનુ પાણીનો લોટો ભરી લાવ્યો, અને એક પ્યાલામાં મને પાણી આપ્યું. મેં બે ઘુંટડા ભરી પાણી રહેવા દીધું.

"બોલ. તું આટલું બધું પાણી પી જાય ?" મનુએ બાબુને ચેલેન્જ ફેંકી.

"હા. પી જાઉં તો શું આપે ?"

"આપે શું વળી ? પણ તે દિવસે તું નહોતો કહેતો કે આખો લોટો ભરીને પાણી પી જાઉં ? તો આજે કરી બતાવ."

"હા."

બાબુ લોટા પાસે આવ્યો અને પ્યાલામાં પાણી કાઢીને પીવાની શરૂઆત કરી.

"અલ્યા બાબુડા ! રહેવા દે, મરી જઈશ. આમ નરણે કોઠે આટલું બધું પાણી પીવાતું હશે ?"– હિંમતલાલે ડોળા તતડાવી કહ્યું.

"હો અમે મરી જઈએ ! ઓહો ! આટલા પાણીમાં શું ?"– કહી બાબુએ બીજો પ્યાલો ખાલી કર્યો અને ત્રીજો પીવાની શરૂઆત કરી. અડધો પીધા પછી તે થાકી ગયો હોય તેમ લાગ્યું. છતાં ઉહ ઉહ કરતાં કરતાં તેણે ઘુંટડે ઘુંટડે ત્રીજો પ્યાલો પૂરો કર્યો.

"હવે નથી પીવાતું !" તેણે પોતાની અશક્તિ જાહેર કરી.

"કેમ, હાર્યોને ? જો હું પી જાઉં છું." એમ કહીને મનુ ઉઠ્યો અને પાણીનો બીજો લોટો ભરી લાવ્યો.

"અલ્યા. મરી જશો. અત્યારના પ્હોરમાં આ શું લઈ બેઠા છો ?" હિમતલાલે ગુસ્સે થઈને કહ્યું. પણ તેમનું માનેજ કોણ ? મનુ પણ ત્રણ પ્યાલા પીને થાકી ગયો.

"કેમ, આપ સાહેબ પણ હાર્યાને !" હવે બાબુ બોલ્યો.

"ત્યારે એ વાત ઉપર આપણે કેરી ખાઈએ." મનુએ સરસ ઉપાય સૂચવ્યો.

"રહેવા દો. એમ કેરી નથી બગાડવાની."

"પણ બબ્બેજ લઈશું, બાપાજી. બહુ નહિ બગાડીએ." એમ કહી જવાબની રાહ જોયા વિનાજ બન્ને નંગો ખૂણામાં પાકવા નાખેલી કેરીમાંથી બબ્બે ઉપાડી લાવ્યા અને ધોયા વિનાજ ચુસવા માંડી.

"અલ્યા. આજે વેઢમીને બદલે રસ પુરી હોત તો કેવી મઝા પડત ?" કોણી સુધી આવેલા રસને જીભથી ચાટતાં મનુ બોલ્યો.

"તને ખબર નથી, બાપાજી અને બા તે માટે લડતાં હતાં તે ! બાપાજીએ તો રસ કાઢવાનું જ કહ્યું હતું ? પણ બા કહે કે એમ પારકાંને કેરીઓ શાની ખવડાવી દે ! એમ કંઈ કેરીઓ ખવડાવવાની નથી !"

પોતાનાજ કુળદિપકે પોતાનુ પોત ખુલ્લું કરી નાંખવાથી હિમતલાલ ખૂબ ક્ષોભ પામ્યા. પણ મેં જાણ્યું આ વાતજ

સાંભળી ન હોય તેવો દેખાવ કર્યો અને બીજી જ વાત ઉપાડી.

"આપણી જ્ઞાતિના યુવક સંઘની સભા હતી, તેમાં પછી શું થયું, હિંમતલાલ? મને તો કંઈ ખબર પડી નહિ."

"હં. હું ગયો હતો. આપણામાં સંપ ક્યાં છે? બધા અંદર અંદર લડવા લાગ્યા. અને પેલા—"

હિંમતલાલ વાક્ય પૂરું કરે તે પહેલાં તો પેલા બે વ્યતિપાતોમાંના એકે બીજી કેરી ચોળવા માંડેલી, તેના રસની પીચકારી સરરર કરતી હિંમતલાલના મુખ ઉપર થઈને તેમના ખમીસ અને ધોતીયા ઉપર પસાર થઈ ગઈ, અને આખે શરીરે જાણે કેસુડાંનો છંટકાવ થઈ રહ્યો! હિંમતલાલનો મિજાજ ગયો. પણ તેઓ ઉઠીને પેલાઓને પકડવા જાય તે પહેલાં તો બન્ને જણા અનુક્રમે હનુમાન અને અંગદ કુદકો મારીને અંદરના ઓરડામાં નાઠા. હિંમતલાલે પણ તેમની પુંઠ પકડી.

"આ શી ધમાલ માંડી છે?" અંદરથી કમળાબ્હેનનો પહાડી અવાજ આવ્યો, "તમે પણ આ છોકરાં જેવડાં—"

કમળાબ્હેનના વાગ્બાણ કંઈ અનેરી રીતે છૂટત, પણ અમારી હાજરીનું તેમને તરત ભાન થઈ ગયું હશે એટલે એટલેથી જ અટકી ગયાં.

"અરે! પણ તમે આ ખમીસ ક્યાં બગાડ્યું? અને આ ધોતીયું? તમનેય કેરી ખાતાં ક્યાં આવડે છે?" હિંમતલાલનો ચિત્રવિચિત્ર વેશ જોઈ કમળાબ્હેન બોલ્યાં.

"આ એની જ ધમાલ ચાલે છે ને! આ તો તારા બાબુ ને મનુએ કેરી ખાતાં બગાડ્યું!"

કમળાબ્હેનની નજર હવે તેમની સોડમાં ભરાઈ ગયેલા બન્ને સાહેબજાદાઓ ઉપર પડી. તેમનો ક્રોધાયમાન ચ્હેરો અને વિકાસત નેત્રો જોઈ બન્ને જણા ત્યાંથી સટકવાની તૈયારી કરે તે પહેલાં તો

કમળાબ્હેનનો રહેંડી પંજો બન્નેના બરડા ઉપર પડયો, અને બન્નેને બોચી આગળથી કૉલર વડે પકડ્યા.

"ક્યાં જાઓ છો ?" તેમણે ત્રાડ મારી. "કેમ, અત્યારમાં ફેરી વગર ન્હોતું ચાલતું ?"

"પણ મેં છાંટા નથી ઉરાડયા ! આ બાબુએ ઉરાડયા છે."

"ના, બા. એ જુઠું બોલે છે. એ મનીયાએજ છાંટા ઉરાડયા છે."

"પાછો જુઠું બોલે છે ?"

"તું જુઠો !"

"તું !"

"તું !"

"તું તું તુ તું તું ! તારો બાપ જુઠો ! તારી મા જુઠી !"

"તારો બાપ !"

"કમળાબ્હેન તેમને વારે તે પહેલાં તો બન્ને બાલવીરો એક બીજા ઉપર તરાપ મારીને કૂદી પડ્યા અને બૉક્સીંગના દાવ શરૂ કરી દીધા. બહારના ઓરડામાં બેઠે બેઠે મારાથી આ બધું જોઈ શકાતું હતું. કમળાબ્હેનનો મીજાજ ગયો. તેમણે હવે બન્નેના બરડા ઉપર તરવારરૂપી હાથના પટા ખેલવા માંડ્યા. તેમની આ જાદવાસ્થળીમાં બાબુએ પહેરેલું મારા કાંડાનું ઘડિયાળ ઉછળીને દૂર પડ્યું અને તેના ભુકા ઉડી ગયા. ઘડિયાળના સાંચાકામમાંથી જે કંઈ બચ્યું હોય તે લેવા હું અંદર ગયો, એટલે કમળાબ્હેનને વધુ શૂર વ્યાપ્યું. છેવટે મારે વચ્ચે પડવું પડ્યું.

"હશે હવે. જવા દો ને, કમળાબ્હેન ! થવાનું હતું તે થઇ ગયું. નકામું બિચારાઓનું લોહી શા માટે બાળો છો ?"

"એ તો એજ દાવના છે." કહી કમળાબ્હેને બન્નેને છૂટા કર્યા.

સુધા તો આ જોઈને ડઘાઈજ ગઈ હતી. મેં જોયું તો તેણે પણ બરાબર અન્નકૂટ ભર્યો હતો. રાંધતા રાંધતાં ધૂણીથી તેના

આંખો સુઝી ગઈ હતી. હજી ઘણું કરવાનું બાકી હોય તેમ જણાતું હતું.

પેલા બન્ને જણાઓએ ખૂણામાં જઈ અશ્રુપાત કરવા માંડ્યો હતો. છોકરાંઓને મારપીટ કર્યા પછી પાછા તેમને મનાવી લેવાનું મન ઘણાં માબાપોને થાય છે, તેમ કમળાબ્હેને પાછા તેમને મનાવવા માંડ્યા :

"બાબુ, જો તો ખરો. કાકીએ કેવાં સરસ ભજીયાં બનાવ્યાં છે ! તારે ચાખવાં છે ?"

"એં હેં ! અમને પટાવે છે તે કંઈ નહિ સમજતા હોઈએ ! લે વળી !"

"ના ના. તારા સમ. તું જો તો ખરો."

ભજીયાં ખાવાની લાલચ બન્ને જણ રોકી શક્યા નહિ, એટલે તેમણે ઉઠીને રસોડા આગળ પંગત જમાવી. કમળાબ્હેને બન્ને જણને થાળીમાં ભજીયાં મૂક્યાં.

"થયાં છે તો સરસ !" મનુ બોલ્યો.

"થોડાં મૂકજો, સુધાકાકી !" કમળાબ્હેનને જરા આંખો પાછાં થયેલાં જોઈ બાબુએ કહ્યું.

"મનેય મૂકજો." મનુ બોલ્યો.

સુધાએ પાછી બન્ને જણની થાળીઓ ભરી. થોડી વારમાં જ બન્ને જણા પાછા બધું ચપાટી ગયા.

"અલ્યા, આ શું કરવા માંડ્યું છે ? જમવા આવી છો કે નહિ ?" કમળાબ્હેન આવી કહેવા માંડ્યું.

"અમે તો ભજીયાં જ ખાવાના ! ન મૂક્યાં હોય તો આજે અમારે ખાવું જ નથી ને !"

છેવટે કમળાબ્હેનને નમતું આપવું પડ્યું, અને પાછાં ભજીયાં પીરસાવડાવ્યાં. કહેવાની જરૂર નથી કે બન્ને જણે મળીને તમામ

ભજીયાં સાફ કરી નાખ્યાં !

ઠેઠ સાડાબાર વાગ્યે અમે જમ્યાં. ભજીયાં તો હતાંજ નહિ. વેદમા વણી વણીને સુધાનો દમ નીકળી ગયો હતો—અમારા જમ્યા બાદ એ બધાંએ જમી લીધું, અને કમળાબ્હેન કંઈ કામમાં રોકાયાં; એટલે સુધાએ ઈશારત કરીને મને અંદર બોલાવ્યો.

"હવે આ રામાનું કામ પણ મારે માથેજ પડવાનું હોય તેમ લાગે છે. વાસણોનો આ ખડકલો જોયોને ! એ તો કંઈ બ્હાનું કાઢીને ઘેર ચાલ્યો, એટલે થયું."

હું બ્હાર આવ્યો. થોડી વાર વિચાર કર્યો બાદ હિંમતલાલની ઘડીયાળ તરફ નજર કરી હું બોલ્યો:

"ઓહો ! પોણો વાગવા આવ્યો ! ત્યારે અમે જઈશું, હિંમતભાઈ—એક વાગે તો મારા મિત્ર સુમનભાઈ તેમનાં પત્નીને લઈને આવવાના છે. એટલે અમારે હવે ઝટ જવું જોઈએ."

સુધાને આટલુંજ જોઈતું હતું. તેણે તરત કપડાં પહેર્યાં. આમ હિંમતભાઈનો જન્મ દિવસ "રંગેચંગે" ઉજવીને અમે ઘેર આવી છૂટકારાનો દમ ખેંચ્યો.

"હવે હિંમતભાઈને જરા સમજાવજો કે ભવિષ્યમાં જન્મગાંઠ ઉજવવાનું માંડી વાળે ! કહીએ કે આવડા મોટા થયા. હવે તમારે જન્મગાંઠ શી !" સુધા આરામખુરશીમાં પડતું નાખતાં બબડી.

૩

# ભાડે આપ્યું !

"આખરે મેં શોધી કાઢી ખરી, હં કે!" સુધાએ મારી થાળીમાં શાક પીરસતાં કહ્યું.

"હાશ! ચાલો, સારું થયું." હું બોલ્યો,–"ખરા પરસેવાની મન્ડીપેન હતી. એટલે ક્યાં જાય? લખીને મેં ટેબલ ઉપરજ મૂકી હતી. પણ પછી કોઈ આડી અવળી મૂકાઈ ગઈ હશે. ક્યાંથી જડી?"

"તમારી પેનની વાત કોણ કરે છે?" સુધા કંઈક ચીડાઈને બોલી.

"ત્યારે?"

"સુથારનું મન બાવળીયે તો? તમે તમારી પેનનાજ જાપ જપ્યા કરો છો! હું તો આપણું પેલી કરકસરની કરામતો નવીનતાં વિચારતાં, તેના વિશે વાત કરું છું. આખરે મેં કરકસરની એક સરસ યુક્તિ શોધી કાઢી છે."

"શું?"

"જુઓને, આવડું મોટું ઘર આપણે અવાવરુંજ પડી રહે છે ને! તેને બદલે આપણા કબજામાં નીચેનો ભાગ રાખી

મેડા ભાડે આપી દઈએ તો ? એક બાથરૂમ, રસોડું, ઓરડો અને દિવાનખાનું—આપણે એ જણને ઓછાં છે ?"

સુધાની વાત કંઈ ખોટી ન હતી. મકાનના નીચેના ભાગમાં જ અમે સમાવેશ કરી શકીએ તેમ હતું. મેડા ભાડે આપી દઈએ તો દર માસે બેઠી આવક શરૂ થાય, એ ચોક્ખું હતું. મેં સંમતિ આપી:

"તારી દરખાસ્તને હું સર્વાનુમતે પસાર થયેલી જાહેર કરું છું, પણ હવે ભાત પીરસવા માટે જોશીને ત્યાં મુહૂર્ત જોવડાવવા જવાનું છે ?"

"અરે, એ તો ભૂલી ! વાતમાં ને વાતમાં પીરસવાનુંય ભાન ન રહ્યું તો !" કહી સુધાએ ભાત લાવી મારી થાળીમાં પીરસ્યો.

"ભાડું કેટલું રાખીશું ?"

"તે બાબત હવે નિરાંતે વિચાર કરીશું"—મેં જવાબ આપ્યો—"તને પણ અત્યારથી ભાડાનાં સ્વપ્નાં આવવા માંડ્યાં કે શું ?"

જમી રહ્યાં બાદ હું ઓફીસે ગયો. સુધાને મેં ભાડાનાં સ્વપ્નાં વિશેની ટકોર કરી હતી. પરંતુ મને જ તેનાં સ્વપ્નાં આવતાં હતાં. પ્રથમ વારજ આ મકાન ભાડે આપવાનું હોવાથી અમારી પાસે ભાડે આપવા બાબતનું પાટિયું તૈયાર ન હતું. તેથી કોને ત્યાં ચિતરાવવું, લાકડા ઉપર ચિતરાવવું કે પતરા ઉપર. કેટલું મોટું રાખવું, પેઇન્ટર જલ્દીથી ચિતરીને આપશે કે કેમ, વગેરે વિચારો આખો દિવસ મારા મગજમાં ઘોળાયા કર્યા.

ચાર વાગ્યે મારા મિત્ર મનસુખલાલ ઓફીસમાં આવ્યા.

"કેમ, અરવિન્દભાઈ !"—તેમણે સામેની ખુરશીમાં બેઠક લેતાં કહ્યું: "પછી કેટલા રૂપીઆ રાખ્યા ?"

"શાના ?"—તેમની સાથે હમણાંનો કંઈ લેવડદેવડનો પ્રસંગ બન્યો ન હોવાથી આ કયા રૂપીઆ માટે વાત થાય છે તે યાદ

કરતાં મેં પ્રશ્ન કર્યો.

"મકાનના ભાડાનારતો ! ભાડું શું રાખ્યું ?"

મારૂં મકાન ભાડે આપવાનું છે તેની સુમનલાલને ક્યાંથી ખબર પડી તે હું સમજી શક્યો નહિ. ભાડે આપવાનો હજી તો અમે વિચાર કર્યો હતો. તેઓ અમારા પાડોશી હોત તો કદાચ અમારી વાતચીત સાંભળી હશે એમ ધારી લેત. જવાબનો મેં નવોજ રસ્તો કાઢ્યો.

"હું તે માટે તમારીજ સલાહ લેવાનો હતો, સુમનલાલ ! તેમાં તમે અહીંજ આવી પહોંચ્યા તે ઠીક થયું. કેટલું ભાડું રાખવું ?"

"મારો એક પીત્રાઈ છે તે અહીં આવવાનો છે. તેનેજ મકાન ભાડે જોઈએ છીએ. એટલે હું પોતેજ ભાડા માટે સલાહ આપું તે શા કામનું ?"—સુમનભાઈ બોલ્યા—"આ તો હું ત્યાં થઈને જતો હતો તેવામાં 'ભાડે આપવાનું છે' નું પાટિયું વાંચ્યું. એટલે જરા ચમક્યો તો ખરો. પણ ધાર્યું કે વધારે પડતી જગ્યા હશે તો ભાડે આપતા હશો. હું તો ત્યાં સુધાબ્હેનને ભાડા વિશે પૂછીજ લેવાનો હતો. પણ તેમની સાથે પાંચ છ સ્ત્રીઓ હતી અને તેમને મેડા બતાવતાં હોય તેમ લાગ્યું. એટલે હું સીધો અહીં આવ્યો."

સુમનલાલના ખુલાસાથી બધા ભરમ ખુલી ગયા. સુધાએ "ભાડે આપવાનું છે" નું પાટિયું હાથેજ લખીને ક્યારનુંએ ચઢાવી દીધું હશે તેની મને ખાત્રી થઈ. સુમનલાલને શું જવાબ આપવો તે મને ન સમજાયું. છેવટે મેં કહ્યું:

"ભાડું તો હવે જોઈ લેવાશે. તમે ફુરસદે ઘેરજ આવજોને ! પછી સૌ થઈ પડશે."

"વારૂ ત્યારે. ઘેર વાત કરીશું." કહી સુમનલાલ ગયા.

તે દિવસ રોજના કરતાં હું વહેલો ઘેરે જવા નીકળ્યો.

રસ્તામાંજ છગનભાઈનો ભેટો થઈ ગયો.

"તમારા મેડા ભાડે આપવાના છે તેની ખબર મને મળી. અરવિન્દભાઈ! શું ભાડું છે?" તેમણે પ્રશ્ન કર્યો.

બધાને શું ભાડું કહેવું તે વિશે હજી સુધી મેં કંઇ નિર્ણય કર્યો ન હતો. ભાડે આપવાનું પાટિયું ચઢી ગયું એટલે શું ભાડું રાખવું તેના વિચારમાં વખત ગુમાવવો એ નિરર્થક હતું. જ્યારે ત્યારે પણ દરેકને કંઇને કંઇ જવાબ આપવાનોજ હતો. એટલે મેં જવાબ ઘડી કાઢ્યો.

"સોળ રૂપીઆ." મેં કહ્યું.

"સોળ રૂપીઆ!" જાણે મેં મફતમાં તેમના સોળ રૂપીઆ અત્યારેજ ખંખેરી લીધા હોય તેવું મોંઢું કરી છગનભાઇ બોલ્યા. "તમે ઠીક સંબંધ જાળવો છો, હાં!"

"કેમ? તમને વધારે લાગ્યા? સબંધમાં એકાદ રૂપીઓ ઓછો લેવાય. બીજું શું થાય છે?"

"રૂપીઓ રોડો હોય તો જાણે સમજ્યા, અરવિન્દભાઇ. પણ આ તો ચારનોજ ફેર! સુધાબ્હેને બાર કહ્યા અને તમે સોળ કહો છો?"

મારે જવાબ આપવા જેવું રહ્યું જ ન હતું. હું મુંગો રહ્યો.

"કેમ બોલતા નથી? હું તો બારમાંય ઓછું કરાવવા તમારી પાસે આવતો હતો!"

"તમને બાર કહ્યા છે, છગનભાઈ?" મેં હવે 'બીગડી' સુધારવા માંડી. "બારેય બરાબર અને સોળેય બરાબર. સોળ છે તે મ્યુનિસિપાલીટીના વેરા સાથે, અને બાર કહ્યા તે વેરા વગર—બાકી તમારી પાસેથી કંઇ વધારે લેવાય?"

"ઠીક ત્યારે." થોડી વાર વિચાર કરી છગનભાઇ બોલ્યા, "હું વિચાર કરીને કહી જઇશ."

"સારૂ. આવજો." કહી હું ઘર તરફ વળ્યો.

મકાન પાસે આવતાંજ બહાર લટકાવેલું પાટિયું મારી નજરે પડયું. એક જાડા પુંઠા ઉપર પેન્સીલની રેખાઓ કરી અંદર શાહી પૂરી સુધાએ "ભાડે આપવાનું છે" એમ સુંદર અક્ષરોએ ચિતર્યું હતું. હું ઓટલો ચઢવા જાઉં છું ત્યાં તો સુધા ત્રણ ચાર સ્ત્રીઓ અને એક પુરૂષ સાથે મેડેથી ઉતરી.

"મકાન તો સારૂં છે. પણ અમે બહુ વસ્તારી રહ્યાં. એટલે અમારો સમાસ ન થાય, બહેન." એક વૃદ્ધાએ સુધાને કહ્યું—"બાકી જરૂર રાખી લેત."

"હશે. એમાં શું ?" કહી સુધાએ તેમને વિદાય કર્યાં. અંદર જઇ કોટ કાઢી મેં ખીંટીએ ભરાવ્યો. અને સુધાના ઉતાવળીઆ સ્વભાવને લીધે હું કેવા કંઢાડા સંજોગોમાં મૂકાયો હતો તેનું દાસ્તાન હું એને સંભળાવું તે પહેલાં તો તેણે પોતાનું રામાયણ શરૂ કર્યું:

"આજે તો ત્રાસી ગઇ. મેં વળી હોંસમાં ને હોંસમાં એકદમ પાટિયું ચિતરીને લગાવી દીધું કે જેથી સાંજ સુધીમાં કોઇ ભાડવાતનું નક્કી થઇ જાય તો ભાડે આપી દઉં અને તમને આશ્ચર્યમાં નાંખી દઉં. પણ આ તો મારી હોંસજ અવળી નીકળી ગઇ. પાટિયું લગાવ્યા પછી કોણ જાણે પચીસ જણ મકાન જોવા આવી ગયાં હશે. તે દરેકની સાથે ફરી ફરીને મેડા બતાવવામાં અને દાદર ચઢ ઉતર કરવામાં મારે તો પગે ગોટલા ચઢ્યા છે ! આ તો વગર મહેનતની કસરત થઇ. રાત્રે હવે ગરમ પાણીથી બન્ને પગ ઝારીશ ત્યારે ! હવે તો મહેરબાની કરીને તમેજ બધાને બતાવજો."

બોલતાં બોલતાં સુધા બારણા પાસે આવી. એટલામાં બહારથી એક વૃદ્ધે તેને પૂછ્યું:

"બહેન, આ મકાન ભાડે આપવાનું છે, તે બતાવશો ?"

સુધાએ દયામણે ચહેરે મારા તરફ જોયું, અને પછી કંઇક વિચાર આવતાં હસીને બોલી:

"હું તો તમારી પેઠે મકાન જોવા આવી હતી. કાકા, મકાન–ધણી તો પેલા રહ્યા. તેમને કહો એટલે સાથે આવીને મેડા બતાવશે !"

સુધાએ મારા તરફ આંગળી કરી પોતાને માથેથી ગાળિયું કાઢી નાખ્યું. એટલે લાચારીએ હું પેલા વૃદ્ધ સાથે ઉપર ગયો. આખો મેડો જોયા બાદ તેણે પ્રશ્ન કર્યો:

"છેક ઉપર પતરાં છે એટલે તો તાપે મરી જવાય. તમે છત જડાવી આપશો ?"

"અત્યારે તો ન બની શકે." મેં કહ્યું, "એકાદ વરસ પછી બધું કામ કાઢવાનું છે ત્યારે કામ ભેગું કામ કાઢી શકાય."

"ત્યારે તો અમને ન ફાવે." કહી વૃદ્ધ નીચે ઉતર્યા.

વૃદ્ધના ગયા પછી ઉપરના ઓરડાનું બારણું બંધ કરી હું નીચે ઉતરવા જાઉં છું ત્યાં તો ચાર પાંચ સ્ત્રીઓનું ટોળું ઉપર ચઢી આવ્યું.

"આ મેડા કે ! હવા ઉજાસ તો સારાં છે. તમારો સમાસ તો ખુશીથી થાય. સમરથબ્હેન ! ભાડું ઠીકમાં હોય તો રાખો લો. પેલાં લલીબ્હેનનાં મેડાય ખાલી પડ્યો છે. તે પણ મને કહેતાં હતાં કે કોઈ સારું ભાડવાત હોય તો લાવજો—ભાડું ભલે બે રૂપીઆ ઓછું આપે, પણ માણસ સારાં જોઈએ. એમનો મેડો આટલોજ છે. છએક રૂપીઆ સુધીમાં આપે ખરાં."

આમ વાક્યો સંભળાવા લાગ્યાં. બધે ફરીને મકાન જોયા પછી એક જણે પૂછ્યું:

"કેટલું ભાડું છે ?"

"બાર રૂપીઆ."

"બાર રૂપીઆ ! બાપ રે બાપ ! એ તો બહુ કહેવાય. ચાલો

ત્યારે, સમરતબ્હેન. માથાફોડ કરવી નકામી છે. એવું કરી કરીને કેટલું કરવાના હતા ? તમે પેલાં લલીબ્હેનવાળો મેંડાજ રાખી લેજો."

બધું મંડળ નીચે ઉતર્યું. એટલે હું પણ તેમની પાછળ નીચે આવ્યો.

"આવું ને આવુંજ આખો દિવસ ચાલ્યું છે." સુધા બોલી, "સૂર્યકુમારીના ખેલમાં પેલાને નીસરણી ચઢ ઉતર કરવા આપેલી એવો ઘાટ મારો—"

"અહીં કયા ભાગ ભાડે આપવાનો છે, બ્હેન ?" એટલેથી કોઇએ પ્રશ્ન કર્યો. મેં જોયું તો એક સ્ત્રી કેડમાં એક બાળકને લઇને ઉભી હતી. અને તેની પાસે પણ બીજાં ત્રણ બાળકો ઉભાં હતાં.

"ઉભાં રહો, બતાવે છે." સુધાએ જવાબ આપ્યો.

"તું જ બતાવી આવને !" મેં ધીમેથી કહ્યું.

"ના, હવે તો તમેજ જઈ આવો."

"હવે પછી કોઇ આવશે તો હું જઇશ. આટલો વખત તો જઇને બતાવી આવ."

"ત્યારે તમેય સાથે ચાલો."

"આ તે ક્યાંનો ન્યાય ? ચાલ, હું પણ આવું."

આમ રકઝક કરતાં અમે ઉપર ગયાં. દાદરો ચઢતાં ચઢતાંજ પેલી સ્ત્રી બોલી:

"દાદર તો બહુ સીધા છે. આ તો ચઢાયજ કેવી રીતે ? અને પડ્યાં તો હાડકુંયે આખું ન રહે."

શરૂઆત તો થઇ ગઈ હતી. એટલે ત્યાંથીજ માંડી વાળવાનો વિચાર હું કરતો હતો. પણ વિવેકને ખાતર મારાથી કંઇ બોલી શકાયું નહિ. દાદરો ચઢી રહ્યા પછી પાછું "ક્રીટીસીઝમ" શરૂ થયું !

"દાદરને કઠેરોય નથી ! મારે તો નાનાં છોકરાં રહ્યાં. કઠેરો

ના હોય તો પડી જાય."

"ચાલો ત્યારે પાછાં !" મારાથી બોલાઇ ગયું. "જે છે તે આ છે !"

"ભલે. બીજે જોઇશું." કહી પેલી સ્ત્રી ઉતરી, અને અમે પણ નીચે આવ્યાં.

રાત પડી ગઈ હતી. આજે થાક પણ ખૂબ લાગ્યો હતો. આઠેક વાગ્યે અમે જમવા બેઠાં. હજી પુરા ચાર કોળિયા પણ ભર્યા ન હતા. ત્યાં તો કોટ પાટલુન પહેરીને એક મિસ્ટર દાખલ થયા. સાથે તેમનાં પત્ની પણ હતાં.

"તમારૂં મકાન ભાડે આપવાનું છે ?"

"હા. બેસો. જમી લઉં. પછી બતાવું છું."

પેલાં બન્ને જણ બહારના દિવાનખાનામાં બેઠાં. મેં જરા ઉતાવળ કરવા માંડી. સુધાએ ત્યાં બેઠે બેઠે બહાર નજર નાખી અને વિચારમાં પડી જઇ મને ધીમેથી કહ્યું:

"આ લોકો તો ખ્રિસ્તી લાગે છે !"

"એમ ?"

"હા—જુઓને ! તેમની ઢબછબ કંઈ છાની રહે ?"

સુધાની અટકળ ખરી હોય તેમ લાગ્યું. હાથ ધોઇને હું બહાર આવ્યો. જાતિ પૂછવા કરતાં પ્રથમ નામ પૂછવાનું મને વધુ યોગ્ય લાગ્યું:

"તમારૂં નામ શું ?"

"જોનાથન મંગળદાસ. હું મીશન સ્કુલમાં માસ્તર છું. આ તો પાટિયું વાંચ્યું એટલે અમે પૂછવા આવ્યાં."

"જુઓને મિ. જોનાથન ! હિન્દુઓ સિવાય બીજા કોઇને મકાન ભાડે આપવાનું નથી."

"એમ ? ત્યારે તમારે બોર્ડ ઉપર લખવું જોઇતું હતું વળી.

મહાત્માજીની હરિજન ચળવળને લીધે તમારા લોકોમાં હવે હૃદયપલટો થઇ ગયો હશે, એમ અમે તો માનતાં હતાં."

"થયો છે. પણ અમે કોઇને રાખીએ તો આજુબાજુનાં પાડોશીઓ અમને ચુંટી ખાયને !"

"પણ એટલી Moral Courage (નૈતિક હિંમત) તમારામાં નથી ?"

"નથીજ." મારે કહેવું પડ્યું.

"ત્યારે, સાહેબજી." કહી જનનાથનભાઇ વિદાય થયા. તેમના ગયા પછી તે દિવસ પૂરતો અમે છૂટકારાનો દમ ખેંચ્યો.

છેવટે ઓછામાં ઓછું કેટલું ભાડું લેવું, કોરો કરાવવો કે કેમ, છત જડાવી હોય તો ભાડું વધારે ઉપજે કે નહિ વગેરે બાબતોનો વિચાર કરતાં અમે છેક અગીઆર વાગ્યે સૂતાં. આખા દિવસના થાકથી થોડી વારમાંજ ઉંઘ આવી ગઈ.

અચાનક બારણાના ખખડાટથી અને મારા નામની બૂમથી હું સફાળો જાગી ઉઠ્યો. મારું નામ દઈ તારવાળા peonની માફક કોઇ બારણાં ખખડાવતું હતું. અત્યારે કોનો તાર હશે તેનો વિચાર કરતો, સહી કરવા માટે પેન્સીલ લઇ હું બારણા પાસે ગયો. અને બારણાં ઉઘાડ્યાં. બારણાં ઉઘાડતાંજ લાલ રંગેલી સાયકલ સાથે હાથમાં પીળું પરબીડિયું લઇને ખાખી પોશાકમાં ઉભેલા તારવાળાને બદલે, લોંગકોટ અને કાઠિયાવાડી ફેંટામાં સજ્જ થયેલા કોઇ ચશ્માવાળા ગૃહસ્થ દષ્ટિગોચર થયા ! મેં પેન્સીલ સંતાડતાં પૂછ્યું:

"કેમ ?"

"અરવિન્દભાઇ તો આપજને ? તમારી ઉંઘ તો બાદશાહી બહુ જબરી. આખો મહોલ્લો જાગી ઉઠ્યો, અને તમે ઓલ્યા કુંભકરણની ગોડે ઘોર્યા કરો, ઈ કેવું ? મેડો તો આ મકાનનોજ ભાડે આપવાનો છે ને ?" આમ બોલતાં બોલતાં તેમણે અંદર

પ્રવેશ કરવાનો પ્રયત્ન કર્યો. તેમને કોઈ બીજાજ કારણસર આવેલા ધારી હું તેમને અંદરજ બોલાવવાનો હતો. પરંતુ છેલ્લું વાક્ય સાંભળી તેમને ઉંબરા બહારજ રાખવાનું મને વધુ દુરસ્ત લાગ્યું. અંદર દાખલ થવાના તેમના મુંગા પ્રયત્નને અવરોધવા હું બારણામાં બન્ને હાથ પહોળા કરી, બન્ને બાજુએ ટેકવીનેજ ઉભો.

"હા, મેડા ભાડે આપવાનો છે ખરો. પણ ભલા માણસ, અત્યારે રાત્રે બાર વાગ્યે તે પૂછવાનું હોય ?"

"બાદશાહ, જોઈએ તો બે તમાચા મારી લ્યો, પણ વાત ઈમ છે કે કાલ વ્હાણાની છની લોકલમાં તો હું વઢવાણ જાવાનો છું. અને અત્યારે નક્કી ન કરૂં તો તમે તો કોઈને આપી દીયો, તો મારે પાછું બીજું ગોતવાનું રહે. આ તો સીનેમામાંથી આવતાં આવતાં પાટિયું વાંચ્યું, એટલે તમને જગાડ્યા. માફ કરજો, હાં, પણ ભાડું શું છે ?"

"બાર રૂપીઆ."

"હાઉં. ઈ તો જાણે ઠીક. પણ મેડા બતાવશો ?" એ ગૃહસ્થ બાર રૂપીઆ કબુલ થયા એટલે તેમને મેડા બતાવવાની લાલચ હું થોભાવી શક્યો નહિ. તાળું ખોલી અમે ઉપર ગયા. તેમને જગ્યા પસંદ પડી ગઈ.

"જાણે બાદશાહ, વાત ઈમ છે કે કાલ્ય તો હું વઢવાણ જાવાનો છું. ત્યાંથી હું પહેલી તારીખે આવવાનો છું. દિ' તો આખા માખા પાંચ ખૂટે છે. એટલા દિ' તમે ખમશો ? ભાડું પહેલીથી ચડતું કરો તો, બાદશાહ, તમારી મહેરબાની ! બાકી મકાન તો હવે બીજાને નોં આપતા." નીચે ઉતરતાં ઉતરતાં તેમણે પોતાનો વિચાર દર્શાવ્યો.

"પ...ણ તમારે ભરોસે કંઈ બેસી રહેવાય ?" મેં શંકા રજુ કરી.

"અરે ભાઈશાબ, મારે આંહી કણે ગાંધીઆટાની દુકાન નાંખવાની છે, ને હું આવ્યા વિના રહેવાનો હતો? ઇમ હોય તો ચાર આના મ્હાનું લ્યો !"

તેમણે ચાર આના કાઢી મારા હાથમાં મૂકયા, એટલે મેં કબુલાત આપીઃ

"ત્યારે જરૂર પહેલીએ આવજો. હવે બીજા કોઈને નહિ આપું."

"એ હાઉ, ભાઈશાબ." કહી તે ગૃહસ્થ ગયા.

બારણાને સાંકળ વાસી હું બીછાનામાં પડયો, ત્યાં તો પાછું બારણું ઠોકાયું.

"અરવિન્દભાઈ? જરા ઉઘાડજો. એક વાત રહી ગઈ." મેં પાછું બારણું ઉઘાડયું, તો પેલાજ ગૃહસ્થ ઉભા હતા.

"આ પાટિયું હવે અત્યારેજ ઉતારીને ઘરમાં મૂકી દીયો, ભાઈશાબ. નહિ તો કોક બે રૂપીઆ વધારે આપનારું આવે તો પાછા તમે ફરી જાઓ !"

આમ કહી તેમણે જાતેજ પેલું પાટિયું ઉતારી લાવીને મને આપ્યું. પાટિયું ખૂણામાં મૂકી મેં બારણું બંધ કર્યું.

બીજે દિવસે સવારમાં સુધાને ખબર આપી ત્યારે તે આનંદમાં આવી ગઈ. આખા દિવસનો પરિશ્રમ તેને સફળ થયેલો લાગ્યો. થોડી વાર પછી સુમનલાલ દાખલ થયા.

"રાત્રે તો ન આવી શકયો. પણ પાટિયું કેમ ઉઠાવી લીધું છે? રાત્રે કોઈ ઉઠાવી જાય તેથી?"

"જરા બેસો તો ખરા." મેં કહ્યું.

"હં. જાણે કે મેડો તો નક્કી રાખવાનોજ છે. પણ ભાડું કેટલું છે?"

"મેડો અપાઈ ગયો."

"હેં! કયારે? કાલે તો મેં તમને કહ્યું હતું. એક દિવસ તો

ધીરજ રાખવી હતી ! હશે. ચાલો, કોને આપ્યો ?"

"કોઇ ગાંધી છે. પહેલી તારીખથી રહેવા આવવાના છે."

મેં ખુલાસો કર્યો. નિરાશ થઇને સુમનલાલ ગયા.

જોતજોતામાં પહેલી તારીખ આવી પહોંચી. દિવસના ગમે ત્યારે પેલા ગૃહસ્થ આવી પહોંચે તેથી સુધા કંઇ પણ બહાર ગઇ નહિ. છેક મોડી રાત સુધી પણ પેલા ગૃહસ્થનાં દર્શન થયાં નહિ.

"કેમ નહિ આવ્યા હોય ?"

"આવશે. ગાડી ચૂકી ગયા હોય, કે તૈયારી ન થઇ શકી હોય તો કાલેય આવે." મેં મન વાળ્યું.

બીજે દિવસ પણ એવીજ રીતે પસાર થયો. ત્રીજો, ચોથો, પાંચમો એમ ઉપરાઉપરી દિવસો વીતવા લાગ્યા, પણ પેલા ગૃહસ્થ ફરક્યા નહિ. બહાનું આપી ગયેલા એટલે એકદમ બીજા કોઇને ભાડે પણ શી રીતે આપી દેવાય ? આખરે મારી ધીરજ ખૂટી અને મેં અઠવાડિયા પછી બીજા કોઇને ભાડે આપી દેવાની દરખાસ્ત સુધા પાસે રજુ કરી.

"એ ખરૂં. પણ પછીથી બિચારા આવી પડે તો ? ક્યાં જાય ? આપણે ભરોસે રખડીજ પડેને ! એક અઠવાડિયું વધુ રાહ જુઓ. પછી વળી બીજાને આપી દઇશું."

અમે બીજું અઠવાડિયું ખેંચ્યું. પણ પેલા ગૃહસ્થ તો "ગયા તે ગયાજ !" છેવટે થાકીને પેલા પાટિયા ઉપર ચડેલી ધુળ ખંખેરી મેં તે બહાર લટકાવવા માંડ્યું. હજી તો હું પાટિયું પુરૂં લટકાવી રહ્યો નહતો, ત્યાં તો ત્યાંથી પસાર થતા એક જણે પ્રશ્ન કર્યો:

"મકાન ભાડે આપવાનું છે ?"

"હા."

"શું ભાડું છે ?"

"બાર રૂપીઆ."

"જરા બતાવશો ?"

"હા ચાલો." મેં કહ્યું, અને પાછી પૂર્વવત્‌વિધિ આરંભી.

"કંઇ ઓછુંનહિ થાય ?" મકાન જોઇ રહ્યા બાદ પેલાએ પૂછ્યું.

"ના." હું હજી મક્કમજ હતો.

"ઠીક તઇએ. બાર તો બાર—મારી અહીં મોટા બજારમાં દરજીની દુકાન છે. હું મૂળ લીલીયા મોટાનો છું. મારે તો આજેજ મકાન બદલવાનું છે. એટલે સામાન બધો આજેજ ફેરવીને લાવું તો તમને વાંધો નથીને ?"

"ના—મને શું વાંધો હોય ?" મેં કહ્યું. "મારે તો ભાડું આજથી ચડતું થશે."

"કશો વાંધો નહિ. આપણી તમને બહુ કંઆલગીરી નહિ નડે. હું તો વ્હાણામાં સાત વાગ્યાનો દુકાને જાઉં છું તે રાતના દશ વાગ્યે આવું છું. ત્યારે હવે સામાન લાવુંને ?"

"હા. લાવો."

પાટિયું પાછું ઉઠાવીને મેં ઘરમાં મૂક્યું. તે દિવસે સાંજ સુધીમાં પેલા દરજીએ સામાન ફેરવી નાખ્યો. આમ આખરે અમે મકાન ભાડે આપ્યું.

બરાબર મહિનો પૂરો થયો એટલે પેલો દરજી મારી પાસે આવ્યો.

"જરા વાત કરવી છે, અરવિન્દભાઇ. જાણે એમ છે કે ભાડું તમને આવતે મહિને બે મહિનાનું ભેગું આપું તો ચાલશેને ? આ મહિનો જરા મંદો ગયો છે. પછી તમે કહો તો કોઇના ઉછીના લાવી દઉં. હા, બાદશાહ, વહેવારમાં ચોખવટ પહેલી. તમે માંગો તો પછી મારાથી ના નો કહેવાય. જો ખમી શકો તો આવતે મહિને બાર ને ચોવીસ સામટાજ દઇ દઇશ."

"ભલે—એમ કરજો." મેં કહ્યું. "તમે ખમીસ સારાં સીવો

છો ખરા ?"

"હા, આપજો ને ! સીવી દઇશ. તમારાં કપડાં હોય ને હું કાળજીથી નો સીવું એવું કંઇ બને ? જરૂર આપજો." કહી તે ગયો.

આમ ને આમ ત્રીજો મહિનો પૂરો થવા આવ્યો. તેવામાં બાજુવાળાં સવિતાબ્હેન મારે ત્યાં આવ્યાં.

"આ કરસન દરજી ક્યાં ગયો ?"

"અત્યારે તો અહીં ઘેર શાનો હોય ? અત્યારે તો દુકાને હશે. કેમ, કંઇ સીવવા આપ્યું છે ?"

"હા, કબજા આપ્યા છે. પણ દુકાન તો ખાલી ખમ છે, અને તમારો મેડોય ઉઘાડો દેખાય છે, ત્યારે તો હું પૂછવા આવી ! પેલાં સરલાબ્હેન પણ દુકાને જઇને પાછાં આવ્યાં."

હું તરત ઓટલે આવીને જીનેથી મેડા ઉપર ગયો. ખરેખર, આખો મેડો ખાલીજ હતો !

"પણ એણે સામાન ક્યારે વગે કરી નાખ્યો હશે ? હું તો આખો દિવસ ઘેરજ હોઉં છું ને મને ખબર ન પડે ?" સુધા વીલું મોઢું કરીને બોલી.

હવે બે મહિનાના ભાડાનું તેના નામનું આંધણ મૂકી અત્યારે તો અમે પાછું "ભાડે આપવાનું છે" નું પાટિયું ચઢાવી દીધું છે !

૪

# સુરીયાણાં સગપણ

ઘણા દિવસથી મારા મિત્ર દુલેરાય અને તેમનાં પત્ની સુશીલાબ્હેન અમને પોતાને ત્યાં આવવાનું કહ્યા કરતાં હતાં. એટલે આ રવિવારે હું અને સુધા બપોરના પરવારીને તેમને ત્યાં જવા નીકળ્યાં. મહોલ્લાને નાકે આવતાંજ સામે કેખશરૂ અને તેમનાં માતુશ્રી ધનમાય અમને મળ્યાં.

"સાહેબજી, અરવીનલાલ! અમુ લોક તમારે ઘરે આવીએચ, અને તમે માટી બેહર કેથે સીનેમામાં ઉપરાય છું? આ માયજી આવીયાંચ તે કહે, પહેલ્લા તોજ મળવા જાસ."

"સારૂં થયું. આવ્યાં તે. ક્યારનાં આવ્યાં છો માયજી? બહુ આનંદ થયો."

"આજ સવારેજ ઉદવાડેથી ચાલી આવુંચ દિકરા. મેં તો આવતાની સાથેજ કેખુને તમારી ખબર પુછી, અને અત્યારે તો અમે મળવા જવું છેજ, કરીને આવીઆં. પન તમે કાંઆ છો કહો?"

"અમે તો એક મિત્રને ત્યાં જાતા હતાં. બહુ દિવસથી અમને કહ્યા કરતા હતા. એટલે આજે અમે વખત કાઢીને નીકળ્યાં. પણ હવે તો ઘેરજ પાછાં જઈએ, ચાલો."

"ના, દિકરા, હવે પાછા ના ફરતા. તમે જતા હોવ તો જાવ. કેમ સુધા, સારી કાની છું ને દિકરી ?"

"હા. બાજી. પણ સુશીલાબ્હેન કેમ નથી આવ્યાં ?"

"એનું જરા માથું દુ:ખેચ."

"એમ ? ત્યારે તો સાંજના ત્યાં આવીશું. પણ અત્યારે તો ઘેર ચાલો."

"અમારે લીધે તમારો પોગરામ સા વાસ્તે ફેરવોચ, અરવીનલાલ ?" કેખશરૂ બોલ્યા—"તમે કોણને ઘેરે જાઓચ ? એ લોકને કંઈ વાંધા જેવું લાગતું ન હોય તો અમે બી તમારી સાથ આવીએ. અમારાથી બી જરા ફરાસે."

"ઘણી ખુશીથી—એ લોકો પણ બહુ આનંદી છે. તમારે ઓળખાણ પણ થશે. ચાલો ત્યારે. બધાં ત્યાંજ જઈએ."

ત્યાંથી અમે સીધાં દુલેરાયને ત્યાં જઈ પહોંચ્યાં. તે અને સુશીલાબ્હેન આગળ ખંડમાંજ બેઠાં હતાં. અમને જોઈ બન્ને જણું હસીને આવકાર આપ્યો. ખુરશીઓમાં ગોઠવાયા પછી મેં કહ્યું:

"તમે અમને બે જણને બોલાવ્યા કરતાં હતાં. પણ આજે તો એને બદલે ચાર જણ તમારે ત્યાં આવ્યાં."

"સારૂં ને ! તેથી વિશેષ આનંદ પડશે. અમારે ત્યાં આવવાની તસ્દી લીધી તે ઓછું છે ?"

ત્યાર બાદ મેં પરસ્પર બધાંનું ઓળખાણ કરાવ્યું. થોડી આડી તડીની વાતો કરી સુશીલાબ્હેન ઉઠીને અંદર ગયાં અને ચ્હા મૂકવા માટે સ્ટવ સળગાવવા માંડ્યો. એટલામાં તેમની મોટી પુત્રી તરલા આવી. તેને જોતાંજ દુલેરાય બોલ્યા:

"તરલા ! તારી મોટી બ્હેન ચહા મૂકે છે તેમને કહીએ કે મારે માટે ચહાને બદલે એક કપ કોફી કરે—તમારામાંથી તો કોઈ ચ્હા નથી પીતું, એવું નથી ને ? નહિ તો કોફી મૂકાવું."

"ચાહ તો પીયેચ. પન નકામું ધાંધલ શા વાસ્તે કરાવોચ, ડુલેરાયભાઇ." કેખશરૂ બોલ્યા.

"એમાં ધાંધલ શાનું? તમારે ત્યાં આવીએ ત્યારે ડબલ કપ પાજો!"

"ઘન્નીજ ખુસીથી. તમુ લોક આવશો તો અમે ઘન્નાંજ રાજી થઇસું."

તરલા અંદર કહેવા ગઈ એટલે હુલેરાય પણ કંઇક લેવા માટે બાજુના ઓરડામાં ગયા.

"આય એવનની સાલીનાં લગ્ન કીધાં કે નહિ?" ધનમાયે સુધાને પૂછ્યું.

"સાળી? કઇ સાળી?"

"કેમ? આય તરલાસ્તો!"

"એ તો એમની દિકરી છે!" સુધાએ હસીને કહ્યું.

કેખશરૂ અને ધનમાય ફાટે ડોળે જોઈ રહ્યાં.

"દિકરી? હું તો સમજી કે સાલી થતી હોસે. કેમ, હમનાંજ એવણે કીધું નો કે તારી મોટી બહેનને કહી આવ! હું તો સમજી કે એ બંહેવ બહેનો થતી હોસે!"

હવે અમને સમજ પડી.

"ઘણાં કુટુંબોમાં માને મોટી બહેન કહીને બોલાવવાનો રિવાજ છે." મેં સમજણ પાડી.

"માને મોટી બહેન કહેવાય? શું કહોય? કેટલું બેહુદું! તેવારે બાપને શું કહે? બનેવી કહે?"

"ના. ના. બનેવી તે કહેવાય?" મારાથી હસી પડાયું.

"કેમ? કોઈને બી પૂછો કે બહેનનો વર તે બનેવી કે નહિ?"

"ખરો. પણ આ તો બાપ થયો."

"તીયારે આ લોકોમાં બાપને તો બાપાજ કહેવાનો રિવાજ હોસે, ખરૂં?" ધનબાય બોલ્યાં.

"ના. બાપને મોટાભાઈ કહે છે."

"સુ ઉઉઉઉં ? મોટાભાઈ ? માને મોટી બહેન અને બાપને મોટાભાઈ?" ધનબાય અજનયબ થઈને બોલ્યાં, "આ સગાઈ કયાંની લાવીયા ? તમુ લોકના કંઈ ઓર ધખારા હેમું !"

"બાજી ! કોઈ કોઈ કુટુંબમાં બાપને વળી બીજુંજ કહેવાનો રિવાજ હોય છે." સુધા બોલી.

"હવે શું બાકી રહ્યું વલી ?"

"બાપને કાકા કહીને પણ બોલાવે છે !"

"બાપને કાકા ?" કેખશરૂ ખુરસીમાં અડધા ઉભા થઈ ગયા.

"બાપને કાકા કહેવાય ? સું કહેવાય ? તીયારે કાકાને બાપા કહેવાતા હોસે ? પાંચ કાકા હોય તો પાંચેયને બા—"

"બેસો પછી, કેખશરૂ." મેં તેમને જરા ટોંકો મારતાં કહ્યું, "બાપને કાકા કહેવાય છે અને કાકાને પણ કાકાજ કહેવાય છે."

"ત્યારે બાપ તો કોઈ મલેજ નહિ, એમને ?"

"કેમ ભૂલો છો ?" સુધાએ હવે મારી બાજુ કાઢતાં કહ્યું. "કુટુંબમાં જે સૌથી મોટાભાઈ હોય તેને બધાં બાળ મોટાબાપા કહીને બોલાવાય છે ને ?"

"સું કહયું, દિકરી !" ધનબાય બોલ્યાં. "જે બાપ હોય તેને કાકા કહેવાય, અને મોટા કાકા હોય તેને મોટા બાપા કહેવાય ?"

"આય કેમ સંભવે !" કેખશરૂ બોલ્યા—"આ તો મેં આજેજ જાનીયું ! તીયારે પેલા લાલચંદ સેઠનો પેલો ચીનુ કાકા કાકા કરેચ, તે એવણનો દિકરો થાયચ કે ભતરીજો !"

"ચીનુ તો એમનો દિકરો થાય !"

"ખુદા મેર કરે તમુ લોકને ! હું તો આજદિન સુધી એમજ

ધારતો હતો કે લાલચંદ શેઠને કંઈ ફરજંદ નથી, એટલે ચીનુને રાખીયોય !"

અમારી વાતચીત ચાલતી હતી એટલામા દુલેરાય બીસ્કીટનો ડબ્બો લઈને આવ્યા. એટલે વાતનો વિષય બદલાયો. થોડી વારે સુશીલા-બ્હેન પણ ચહાના પ્યાલા લઈને આવ્યાં, એટલે અમે બધાંએ સાથે બેસીને તેને ઇન્સાફ આપવા માંડ્યો. દુલેરાય અને સુશીલાબ્હેન બન્ને પણ ખૂબ હસમુખાં હતાં, એટલે જે વિષય ઉપર વાતચીત થતી હતી તે વિષે તેમને કહેવાથી ઠીક આનંદ આવશે એમ ધારી મેં પૂછ્યું:

"આપણે હમણાં જે વાત કરતા હતા, તે આ લોકોને કહી સંભળાવું, કેખશરૂ ? તેમને ખોટું નહિ લાગે. એ તો વળી બહુ આનંદી છે, એટલે જરા મઝા આવશે."

"તેમને ખરાબ ના લાગે તો કહો." કેખશરૂ ચહાનો ઘુંટડો પીતાં બોલ્યા.

ત્યાર પછી ચહા પીતાં પીતાં મેં બધી વાતચીતનો સાર કહી સંભળાવ્યો. બન્ને જણ તે સાંભળીને ખૂબ હસ્યાં.

"અમારામાં કેટલાક રિવાજ એવા કઢંગા છે, માયજી, કે અમે તો ટેવાઈ ગયેલાં. એટલે અમને તેની વિચિત્રતાની ખબર પણ ન પડે." સુશીલાબ્હેન બોલ્યાં, "આજે આ સાંભળ્યું ત્યારે તેમાં કેટલું કઢંગાપણું છે તે અમને જણાયું."

આ તો સારૂં છે દિકરી, કે તમુ લોક છવ. કોઈ બીજું હોયે અને અમુ લોક તો જાણીયા વિના ગમે તેમ બોલી નાખીએ. તેવારે ખરાબ લાગે કની ?"

"અમને તો ખોટું લાગેજ નહિ માજી." દુલેરાય બોલ્યા.

"તમારૂં કહેલું ખોટું પણ શું છે ! બાપને ઘણું કેકાણું તો તેનું નામ દઈને બોલાવવાનો રિવાજ છે. બાપાનું નામ મોતીલાલ

હોય તો છોકરો તેને મોતીલાલ કહીનેજ બોલાવે !"

"એ બાપ બી ખરા અને દિકરો બી ખરો !" કેખશરૂ બોલ્યા, "અને માને સું કહે ? તેને બી નામ દઈને બોલાવે ?"

"હા. મણી નામ હોય તો છોકરો મણી કહીનેજ બોલાવે !"

"ત્યારે વડીલ જે કહીને બોલાવે તે દિકરો બી કહીને બોલાવે, એમજને ? Child is the father of man એ કહેવત આ રિવાજ ઉપરથીજ પડી હોવી જોઈએ !" વાતમાં અને વાતમાં ચહા પીવાઈ રહી એટલે સુશીલાબ્હેન ખાલી પ્યાલા અંદર લઈ ગયાં, અને હલેરાયે ટેબલ ઉપરથી સુડી સોપારી લાવીને અમારી પાસે મૂક્યાં. સોપારી થોડી હોવાથી તેમણે અંદર સુશીલાબ્હેનને ઉદ્દેશીને કહ્યું:

"કબાટમાંથી થોડી સોપારી લેતી આવજે, અહીં થોડીજ છે."

વાસણો એકઠાં કરવાની ધમાલમાં સુશીલાબ્હેને સાંભળ્યું હોય તેમ લાગ્યું નહિ. એટલે હલેરાયે ફરીથી બુમ પાડીને કહ્યું:

"તરલા !"

"કેમ !" અંદરથી સુશીલાબ્હેનનો અવાજ આવ્યો.

"કબાટમાંથી થોડી સોપારી લેતી આવ."

"લાવું !"

તરલા બહારજ બેઠી હતી. એટલું હલેરાયે સુશીલાબ્હેનને તરલા કહીને કેમ બુમ પાડી તે કેખશરૂ તથા ધનમાયની સમજમાં આવ્યું ન હોય એમ જણાયું. સુશીલાબ્હેન સોપારી લઈ આવીને અમારી પાસે બેઠાં. એટલે ધનમાયથી ન રહેવાયું.

"ઓરેર, મારૂં ભેજું જરા નબલું છે. મારો સભાવ બહુ ભુલકનો થઈ ગીયો લાગે. તરલા કોણનું નામ અને સુશીલા કોણનું નામ ? તે પાછી ભુલી ગઈ છું તો !"

"સુશીલા તો હું જ બાઈ. અને આ મારી તરલા."

ધનમાશ જરા ગુંચવાયાં હોય તેમ દેખાયું. સુધા તરત સમજી ગઇ.

"એ તો દુલેરાયભાઇએ હમણાં તરલા કહીને બૂમ પાડી અને સુશીલાબ્હેને હુંકારો ભણ્યો એટલે માજી ગુંચવાયાં !"

ખુલાસો સાંભળી દુલેરાય અને સુશીલાબ્હેન હસી પડ્યાં.

સુશીલાબ્હેન બોલ્યાં:

"અમે તો ટેવાઇ ગયાં એટલે ભાન નથી રહેતું, માજી. પત્નીને બોલાવવી હોય ત્યારે ઘણું ખરું છોકરો કે છોકરીના નામની બૂમ પાડ, એટલે ચાલે. અમારામાં નામ દઇને બોલાવી શકાય નહિને ?"

"નામ નથી દેવાતું, એ તો હું જાનુંચ." કેખશરૂ બોલ્યા, "પન આમ બૈરીને બુલકાંના નામથી બોલાવાતી હોસે એ તો આજેજ જાનીયું ! પણ તમારે દુલેરાયભાઇને બોલાવવા હોય તો સું કહો ? તરલા કહો ?"

"ના, ના." સુશીલાબ્હેન હસીને બોલ્યાં, "હું તો બાંધે ભારેજ બોલાવું છું. પણ જેને કોઇને છોકરો હોય તો છોકરાના નામથી બૂમ પાડી શકાય. ધારો કે બાબુ નામનો છોકરો હોય તો બાબુ કહીને બૂમ પાડવાની. એટલે મોટા બાબુજ બોલે !"

તેમની વાત સાંભળી બધાં હસી પડ્યાં.

"તમે જો પતિ અને પત્ની એક બીજાને કેવી રીતે બોલાવે છે તે સાંભળો તો હસી હસીને લોટ પોટ થઇ જાઓ." દુલેરાય બોલ્યા.

"તીયારે કેવની, બાઇ—જરા જાનીએ તો ખરા !" કેખશરૂ બોલ્યા.

"જુઓ, જાણે પત્ની હોય અને પતિને બોલાવવાનો હોય તો કહેશે—"સાંભળ્યું કે ? કહું છું ! બાબુ ! બાબુના બાપા ? ક્યાં ગયા ? જરા આમ જુઓને ! વગેરે વગેરે."

દુલેરાયની વાત સાંભળી બધાં ખડખડાટ હસી પડ્યાં. તેમણે

આગળ ચલાવ્યું:

"આ તો પતિને બોલાવવાની વાત થઇ. પણ પત્નીને બોલાવવી હોય ત્યારે તો જોઇએ એટલાં સંબોધનો મળી આવે. કારણ કે તેને તો ગમે તેમ હુંકારીને પણ બોલાવાય ને ? એને તો કહેશે— "એય ! અલી એ ! ગુણીની બા ! સાંભળે છે કે ? સીત્ સીત્ ! આવી કે ? ભાગી ! ચંચી ! નવી ! ક્યાં ગઇ ? છીત્ છીત્ !" આમ જાતજાતનાં સંબોધનો થાય છે. વળી ચપટી વગાડીને પણ બોલાવી શકાય છે અને સીટીઓ વગાડીને પણ બોલાવનારા પડ્યા છે !"

ફૂલેરાયની વાતથી ફરી એકવાર હાસ્યનું મોજું ફરી વળ્યું. છેવટે અમે ઊઠ્યાં.

"આજે નવું ઓળખાણ થયું અને નવું નવું જાણવાનું ય મળ્યું." રૂપશાહ ઊઠતાં ઊઠતાં બોલ્યા.

"આવજો, ભાઈ." મનભાભી બોલ્યાં. "તમે ય આ સુમાબહેન સાથ આવજો નવરાશે. અને બોલ્યુંચાલ્યું માફ કરજો. અમે તો જાણીએ નહિ ને ભાંગરો વાટી નાખ્યો. તરલા, આવજે દીકરી."

"ફૂલેરાયભાઈ !" રૂપશાહ શેકહેન્ડ કરતાં બોલ્યા, "Do come to my place. જરૂર મારે ઘેર આવજો."

"જરૂર આવીશ." ફૂલેરાયે જવાબ આપ્યો, "પણ એકલો આવું કે તરલાની મોટી બહેનને લઈને ?"

એક વાર ફરીથી વાતાવરણમાં હાસ્ય પથરાઈ ગયું.

૫

# સબ સળકી સમાલીઓ !

"રમા ! આ તારા કુંવરને હવે છાનો રાખીશ ?" આરામ ખુરશીમાં પડ્યે પડ્યે નવલકથાનાં પાનાં ઉથલાવતાં અમથાભાઈએ કટાણું મોં કરીને કહ્યું.

"હું તે શું કરું ?" રમાએ શાક સમારતાં સમારતાં જવાબ આપ્યો.

"શું જોઈએ છીએ તે કહેતો નથી. અને હઠ ભરાયો છે."

"પણ છાનો ન રાખી શકાય ? છોકરાને છાનું રાખવું તેમાં શા વેદ ભણવાના છે ?"

"ત્યારે તમે જરા છાનો રાખી જુઓને !"

"હો...વે ! હમણાં પાછી મને ફુરસદ છે ખરીને ? બાકી છાનો રાખવો હોય તો વાર કેટલી !"

"તમે તો ભાઈસાબ, સફામાંથી હાથ કાઢતા નથી. અમે તો કંઈક રાખી શકીએ છીએ. તમારાથી તો છોકરું રાખી શકાય જ નહિ ને !"

"એમ ? એવું છે ? ઠીક છે. વખત આવ્યે બતાવીશ."

"જો જો, હોં ! નહિ રખાય !" રમાએ ચેતવણીના સૂર

કાઢતાં કહ્યું, "તમે તમારૂં જ સંભાળોને, એટલે બહુ છે."

"ત્યારે શું છોકરાં મા પાસે જ રહે એમ લખી આપ્યું છે ! બાપા પાસે કેમ ન રહે? એ તો વખત આવ્યે બતાવીશ." અમથાભાઈએ ચેલેન્જનો સ્વીકાર કરતાં કહ્યું.

## વખત આવી પહોંચ્યો !

ઉપર જણાવેલી જીભાજોડીને ભાગ્યેજ બે દિવસ વીત્યા હશે. ત્યાં તો અમથાભાઈને પોતાની કળા બતાવવાનો સમય આવી પહોંચ્યો. સવારમાં નાહી ધોઈને રમા દાળ ઓરવાની તૈયારી કરતી હતી. એટલામાં તેની નાની બ્હેન કમળા આવી પહોંચી.

"કેમ કમળા ! આજે કેમ અત્યારમાં આવી ?" રમાએ કંઈક ચિંતાગ્રસ્ત સ્વરે પૂછ્યું.

"મોટાભાઈને ખુબ તાવ ચઢ્યો છે. તે તમને યાદ કરે છે." કમળા બોલી—"જરા આવી જાવ ને !"

રમાના પિતાનું મકાન બહુ દૂર ન હતું. એટલે તે વખતો વખત આવ જા કરી શકતી. પોતાના ભાઈની તબીઅતના સમાચાર સાંભળી તે તરત કમળા સાથે જવા તૈયાર થઈ.

"હું હમણાં આવું છું. બચુડો ઊંઘી ગયો છે. તે જાગે તો જરા ધ્યાન રાખજો. પેલી શીશીમાં દુધ છે. મને બહુ વાર તો નહિ લાગે."

"પણ એને લઈ જાને ! વખત છે બેઠું ન રહે !"

"કેમ ! તે દિવસે તો તમે કહેતા હતા કે વખત આવ્યે બતાવીશ ! તો આજે જરા રાખજો ને ! જોઉં તો ખરી કે તમે કેવા રાખો છો !"

અમથાભાઈનું સ્વમાન ઘવાયું. તેમણે હસતે મોઢે રમાને જવાની રજા આપી. "આ ટીચકાને રાખવા તેમાં શું ? હુંઅ !"

તેઓ બબડ્યા.

## બચુભાઈ નિદ્રા ત્યાગે છે !

રમાના ગયા પછી અમથાભાઈએ ઓરડામાં આમતેમ આંટા મારવા માંડ્યા. થોડી વારે તેમની નજર થાળીમાં તૈયાર રાખેલી દાળ ઉપર પડી.

"રમા કેટલી બેદરકાર છે ?" તેઓ બબડ્યા. "આ દાળ ઓર્યા વિના એમ ને એમ મૂકીને ગઈ. લાવ, હું જ ઓરી દઉં."

આમ સ્વગત બબડતા બબડતા અમથાભાઈ ચુલા પાસે ગયા. અને ઉકળતા આંધણમાં થાળીમાંથી દાળ નાંખી. ચોંટી રહેલી દાળને એકઠી કરતાં તેમના હાથમાંથી થાળી સરકી અને તે નીચે પડતાં ખણુણુણ્ દઈને મોટો અવાજ થયો.

અવાજ થતાંની સાથેજ બચુભાઈએ ઝબકીને નિદ્રાનો ત્યાગ કર્યો.

"બા !" તેમણે પ્રથમોચ્ચાર કર્યો.

થાળીને હજારો શ્રાપ દેતા દેતા અમથાભાઈ પોતાના ચિરંજીવી પાસે દોડ્યા, અને તેને થાબડવા માંડ્યો.

"ભાઈ ! ઉંઘી જા." તેમણે સ્વરમાં બની શકે તેટલી કોમળતા આણીને કહ્યું.

ચાલાક બચુએ અવાજ સાંભળતાંજ જાણી લીધું કે બોલનાર પોતાની માતા નથી. એટલે તેણે તરત નેત્રો ખોલી ખાત્રી કરી લીધી અને માતાને ખોળવા આમતેમ દૃષ્ટિ ફેંકી.

"માલે બા પાથે જવું થ." બચુભાઈ બોલ્યા !

"બા હમણાં આવશે, હોં ભાઈ." કહી અમથાભાઈ દોડતા દોડતા દૂધની શીશી લઈ આવ્યા. "આ દૂધ પીવું છે ? લે !"

તેમણે શીશી બચુના મુખ આગળ ધરી. પણ બચુએ મુખ

ફેરવી લીધું. અને તેજ ઘડીએ તેણે રૂદનની શરૂઆત કરી દીધી !

"બાઇ ! ચાલ જોઉં. બબુ ડાહ્યો છે. મારો બાપ ! આ દૂધ પી જા, જોઇએ !" કહી અમથાભાઇએ ફરીથી શીશી બબુના મોં પાસે લઇ જઇ ટોટી તેનાં મોંમાં ઘાલવા પ્રયત્ન કર્યો. હવે બબુભાઇનો મીજાજ ગયો. તેમણે તરત હાથ મારી શીશીને અમથાભાઇના હાથમાંથી છટકાવી નાખી. કડડભુસ સાથે શીશી ફૂટી ગઇ. અને આખા ઓરડામાં કાચના ટુકડાનો અને દૂધનો છંટકાવ થઇ રહ્યો ! અમથાભાઇ આ પ્રથમ હુમલો ફાટેલ ડાચે જોઇ રહ્યા !

બબુનું રૂદન પાછું ચાલુ થયું ! તેને છાનો રાખવાનો પ્રયત્ન કરવો કે કાચના ટુકડા પ્રથમ વીણી લેવા, તેનો નિર્ણય તેઓ એકદમ કરી શક્યા નહિ. છેવટે કાચને પ્રથમ વીણીને ફેંકી દેવાનો વિચાર કરી તેમણે બધા ટુકડા વીણી લીધા અને બારી બહાર ફેંક્યા.

"મારી બા પાસે લઇ જાવને !" રડતાં રડતાં બબુએ કહ્યું.

"હમણાં આવશે, બાઇ. છાનો રહે જોઇએ. તારે બાપુ છે !" અમથાભાઇએ પાછો તેને પટાવવા માંડ્યો.

"ના, બા પાસે જવું છે." રડતાં રડતાં બબુ બોલ્યો

## અખતરો !

અમથાભાઇ થોડી વાર ચૂપ રહ્યા. બબુનું રૂદન વધતુંજ જતું હતું. એટલે તેમણે હવે નવા અખતરા અજમાવ્યા.

"જો બાઇ, હું હિચકા ખાઉં ?" એમ કહી તેમણે મોંના જડબાંના બે કડાંમાં આંગળાં ભરવી એક ઓક લીધો ! બબુને કંઇક નવિનતા લાગી. એટલે તે રડતો બંધ થયો, અને જોવા લાગ્યો. અમથાભાઇના હૃદયમાં આત્મસંતોષની અને વિજયની લાગણી પ્રસરી ગઇ. તેમણે હિંચવા માંડ્યું !

પણ તેમનો આનંદ ક્ષણિકજ નીવડ્યો. તેમણે સાત આઠ

જોઈ લીધા કે બચુને મન એ પ્રયોગ 'જુનો' થઈ ગયો. તેણે ફરીથી રડવા માંડ્યું.

"જો ભાઈ! આપણે કસલત કલીસું?" અમથાભાઈએ બચુની જ ભાષામાં તેની સાથે વાત કરવા માંડી. તે સમજી ગયા કે કંઈક નવિનતા જુએ ત્યાં સુધી બચુ છાનો રહી શકે છે. તેમણે પોતે કસરતના પ્રયોગો કરવાનો વિચાર કર્યો. મદારી પાસે જેમ વાંદરું ખેલ કરે તેમ તેમણે બચુની સામે જાત જાતના ચાળા કરી કસરત કરવા માંડી! નાનો બચુ કંઈક કુતુહલથી જોઈ રહેતો, અને પ્રયોગમાંથી નવિનતા જતી રહે એટલે પાછું તેને રડવાનું સાંભરી આવતું! તે રૂદનનો પલટો લેતો કે અમથાભાઈ કસરતનો પલટો લેતા! એ નાનકડા પ્રેક્ષકની સમક્ષ તેમણે વારાફરતી દંડ, બેઠક, મગદળ, અંગદ કૂદકો, હનુમાન કૂદકો, શિર્ષાસન વગેરેના પ્રયોગો એક પછી એક કરી બતાવ્યા! છેવટે તેમના પ્રયોગો ખૂટ્યા. એટલે બચુને પાછી બા સાંભરી!

"મારી બાને બોલાવો ને!" તે રડતાં રડતાં બોલ્યો.

## પારણીએ પોઢે છે!

"ભાઈ!" પારણું જોતાં જ અમથાભાઈને એક નવો વિચાર સ્ફૂર્યો. "તારે આ–આ કરી જવા છે?"

એમ કહીને બચુના જવાબની રાહ જોયા વિના તેને તેમણે પારણામાં સુવાડ્યો, અને દોરી વડે હિંચકા નાંખવા માંડ્યો. પારણું આગળથી તેને હિંચાય તેની સાથે થોડી વાર તો બચુ "આ–આ, આ–આ" કરતો પડી રહ્યો. પણ પછી પાછું તેને પોતાનું સંગીત સાંભરી આવ્યું!

"હાલી જા, બેટા! ચાલો, ભાઈને હાલા ગાઈએ!" કહી અમથાભાઈએ આમતેમ નજર નાખી. અને પછી કોઈ છે નહિ તેની

ખાત્રી કરી, પારણાની દોરી ખેંચતાં ખેંચતાં ધીમે સાદે ગાવા માંડ્યું:

"હા......લ્ય, હા......લ્ય!"
ભાઈ મારો ડાહ્યો, પાટલે બેસી નાહ્યો!
પાટલો ગયો ખસી, ને ભાઈ ઉઠ્યો...હસી!
હા......લ્ય હા......લ્ય!"

રમા રોજ હાલરડું ગાતી તેનું અમથાભાઈએ અનુકરણ કરવા માંડ્યું! પોતાને યાદ રહી ગયું છે તે બદલ પોતાની યાદ-શક્તિ ઉપર તેઓ પોતેજ આફરીન થઈ ગયા. અને બચ્ચું કંઈક છાનો રહ્યો એટલે મનમાં ને મનમાં મલકાઈને તેમણે આગળ ચલાવ્યું:

"હાલ વહાલને એવડાયા
ભાઈને ભાવે મીઠા સેવઈ......યા!
હાલો........હાલ્ય!"

"એ હાલ ગોરી હાલા.
ભાઈને હિંચકા ઘણા વહાલા!
હાલો......હા...લ્ય!"

અમથાભાઈ છેલ્લું "હા...લ્ય" જરા મોટી હલકથી ગાવામાં એટલા બધા તલ્લીન થઈ ગયા હતા કે તેમને તેમના મિત્ર રામુભાઈના આગમનની ખબર પડી નહિ.

"કેમ અમથાભાઈ! ચોટીઆની દોરીનો ચાર્જ આજે તમારા હાથમાં છે કે શું!" તેમણે હસતાં હસતાં પૂછ્યું.

અમથાભાઈના હાથમાંથી દોરી છૂટી ગઈ. પોતાને ઠીક કહેતે નીરખી રહેલા કોઈ પોલિસ અમલદારને જોઈ ચોરી કરતો ચોર જેમ ચમકે તેમ અમથાભાઈ ચમકી ઉઠ્યા. અત્યાર સુધી ધીમા હલકથી મધુરું સંગીત રેલાવનારાં તેમનાં ગુલીઆં પણ ફીકકું વળી ગયાં!

"રમાબાઈ નથી કે શું ?"

હવે અમથાભાઈમાં બોલવાના કંઈક હોંશ આવ્યા. તેમણે સ્વસ્થ થઈ જવાબ આપ્યો:

"તેને પીયેર ગઈ છે તે હમણાં આવતી હશે. આ સાહેબ બહાદુર રહેતા નથી; એટલે જરા —"

અમથાભાઈ વાક્ય પૂરું કરી શક્યા નહિ. તેમના આ કચવાટ દરમ્યાન બચુભાઈએ પાછું રડવાનું શરૂ કરી દીધું !

## સોદમું રતન !

હવે અમથાભાઈનો મીજાજ ગયો. તેમણે તેની સાથે દમદાટીથી કામ લઈ જોવા વિચાર કર્યો.

"ચુપ !" તેમણે નાકે આંગળી મૂકી બચુ સામે ડોળા તતડાવ્યા. બચુ પણ તેમના માથાનો નીકળ્યો ! એણે તો જાણે આવાં કંઈક "ચુપ" જોઈ નાખ્યાં હોય તે રીતે બેપરવાઈથી રડવા ચાલુ રાખ્યું. અમથાભાઈ હવે અકળાયા.

"છાનો રહે !" બચુના ગાલ ઉપર સહેજ ટપલી મારી તેમણે દમ બજાવ્યો.

બાળકો પણ માનસશાસ્ત્રનાં જબરાં અભ્યાસી હોય છે. પ્રેમથી મારેલો ધબ્બો અને ખીજથી પણ ગુસ્સાથી મારેલી ટપલી વચ્ચેનો ફરક તેઓ ઓળખી શકે છે. અમથાભાઈની ટપલી પડતાંજ બચુએ ભેંકડો છોડી દીધો ! વાત હવે છેકજ વંઠી.

## રામુભાઈ મદદે !

હવે રામુભાઈ મદદે આવી પહોંચ્યા.

"છોકરે તે કંઈ સમજે છે ? તેય શું અમથાભાઈ ! એમ મારવાથી તે કંઈ છાનો રહે ? એણે તો બમણા જોરથી શરૂ કર્યું !

હવે તેને જરા બહાર કાઢો અને પટાવો !"

અમથાભાઈએ તરત તેમની સૂચનાનો અમલ કરી બચુને બહાર કાઢ્યો, અને રામુભાઈએ ચપટીઓ વગાડી તેને શાન્ત રાખવા માંડ્યો.

"જો, પેલી મીયાઉં આવી ! આપણે મીયાઉંને બોલાવીશું ?" અમથાભાઈ બોલ્યા. મીયાઉંનું નામ સાંભળી બચુ કંઈક છાનો રહી ગયો. અમથાભાઈએ તેને પટાવતાં કહ્યું:

"એ મીયાઉં ! અહીં આવજે. ભાઈ બોલાવે છે."

"મી...યા...ઉં...!" રામુભાઈએ હવે આબાદ મીયાઉં બોલાવી !

"એ મીયાઉં આવી !" કહી અમથાભાઈએ બચુને ફેરવ્યો.

"મીયાઉં !" રામુભાઈ ફરી બોલ્યા.

બચુએ આમતેમ જોયું પણ મીયાઉં ન જોઈ. એટલે પાછો રડવા જતો હતો. ત્યાં અમથાભાઈ બોલ્યા:

"ભાઈ, પેલો વાઘ કેમ બોલે ? વાઘ બોલાવું ? હા...ઉ હા...ઉ !"

"તૂ તૂ બોલાવો ને !" બચુએ છાના રહીને સૂચના કરી !

"વાઉ ! વાઉ !" અમથાભાઈ ભસ્યા ! બચુ પણ જાણે તેમને હસતા ન હોય તેમ આનંદમાં આવી ગયો અને બોલ્યો:

"ગધેડું બોલાવોને !"

અમથાભાઈ ધર્મસંકટમાં આવી પડ્યા ! રામુભાઈના દેખતાં બચુની આ સુરીઆણી સૂચનાનું પાલન કરવું કે કેમ તેનો ઘડીભર તેમને વિચાર થઈ પડ્યો. રામુભાઈ તેમની આ મુંઝવણ કળી ગયા. એટલે તેમણે જાણે સાંભળતાજ નથી તેમ બેધ્યાનપણે બારી પાસે જઈ બહાર જોવા માંડ્યું. અમથાભાઈએ આ તકનો લાભ લીધો ! તેમણે થોડું ભુંક્યું પણ ખરૂં !

અમથાભાઈનો કસોટી કાળ પસાર થઈ ગયો એટલે રામુભાઈ પાછા તેમની પાસે આવ્યા. ત્યાર બાદ તે બન્ને જણાએ વારાફરતી મોર, પોપટ, કાગડો, સિંહ, શિયાળ, બકરી વગેરે પશુ પંખીઓની બોલીનું અનુકરણ કરીને બચુનું મનરંજન કર્યું! છેવટે તેમનો ભંડાર ખૂટ્યો અને બચુની ધીરજ ખૂટી.

"બા પાસે લઈ જાવને! માલી બા કંઈ ગઈ?" કહી તેણે ડુસકાં ભરવા માંડ્યાં.

"રામુભાઈ! હવે આવતી તો હશે. જરા વાર માટે આપણી લાજ જાય છે! કંઈક કરોને!" અમથાભાઈએ માથું ખંજવાળતાં પાછું રામુભાઈનું શરણ શોધ્યું.

"જો બચુ!" રામુભાઈ મોટી તાળી પાડતાં બોલ્યા–"તાલે ઘોલા ઉપર બેસવું છે?"

"હોવે!"

"ચાલ ત્યારે!" કહી રામુભાઈએ બચુને ઉચક્યો અને તેને અમથાભાઈ પાસે લાવ્યા. અમથાભાઈને સમજણ પાડવા જેવું હતું જ નહિ. તેઓ તરત ઘોડા બન્યા. એટલે બચુભાઈએ તેમના ઉપર સ્વારી કરી! થોડી વાર આ નાટક પણ ચાલ્યું; પછી તેમાંની નવિનતા ઓછી થઈ એટલે બચુ કંટાળ્યો. હવે રામુભાઈના ફળદ્રુપ ભેજાએ વળી નવોજ તુક્કો કાઢ્યો.

"જો બચુ, અમે પા પા કરીએ?"

## રમા આવે છે!

બરાબર આ જ વખતે રમા આવી, અને અંદરનું દ્રશ્ય જોઈ બારણામાંજ થંભી ગઈ. રામુભાઈ અને અમથાભાઈ બન્ને મુંછાળા મરદો ઘુંટણીઆ કાઢતા દોડતા હતા અને બચુ તેમને કુતુહલથી નીહાળી રહ્યો હતો! તેનાથી હસવું ખાળી શકાયું નહિ.

એટલામાં બચુની નજર તેની ઉપર પડી.

"એ...આવી!" કહી તેણે ઘુંટણીઆં કાઢી રમા તરફ દોડવા માંડયું.

ઘુંટણીઆં કાઢવામાં રોકાયલા પેલા બન્ને જણ ચોંકયા અને ઝડપ દઈને ઉભા થઈ ગયા! રમા જોઈ ગઈ હશે, એ વિચારે તેમના મોંઢા ઉપરનું નૂર ઉડી ગયું હતું!

"વાહ! બચુને રાખતા તો સરસ આવડે છે!" રમાએ બચુને ઉંચકી લેતાં કહ્યું:

અમથાભાઈ શરમથી લાલચોળ થઈ ગયા. તેમણે રામુભાઈને ધીમેથી કાનમાં કહ્યું:

"આપણે જે જે કર્યું તે બધું જો રમા જાણે તો કેવું લાગે?"

"હોય! એમાં શું?"–રામુભાઈ હસીને બોલ્યા, "મોટા વિદ્વાનો, સાક્ષરો, અમલદારો, વકીલો, બેરીસ્ટરો બધાય બાળક આગળ તો બાળકથીયે બાળક થઈ જાય છે! ને વખતે તેમને પોતાને ભાન નથી રહેતું કે પોતે કેવા ખાતાના હોદ્દાવાળા છે! એટલે આપણે પણ શું ખોટું કર્યું છે?"

"એને દૂધ પાયું કે નહિ?" રમાએ બચુને ઘોડીએ નીચે બેસતાં પ્રશ્ન કર્યો.

"શું પાઉં, મારૂં કપાળ! બાટલીનો બીજો પણ ભાર બાં-ડીનો, તે શીશી પણ ફેંકી દીધી. શીશીના તો ભુક્કા ઉડી ગયા છે. એક મિનિટ શ્વાસ તો ખાવા દીધો નથી!" અમથાભાઈથી અજાણતાં કબુલાત અપાઈ ગઈ.

"હું નહોતી કહેતી? તમે તે દિવસે બડાશ મારતા હતા કે છોકરાને છાનો રાખવામાં શા વેદ ભણવાના છે! કેમ, હવે હાર્યાને?"

"હાર્યા. થયું હવે!"

६

# નવું રણમેદાન

ઉદ્ઘાટન ક્રિયા કરનાર પ્રમુખ જેમ પડદો હટાવી જાહેર જનતા સમક્ષ પ્રદર્શન ખુલ્લું મૂકે તેમ હાલાં વાસેલાં રસોડાનાં બારણાં ઉઘાડી નાંખી ચંપાએ નોકરી ઉપરથી તરતના આવેલા ચંપક સમક્ષ પોતે લીંપેલા રસોડાનો રૂમ ખુલ્લો મૂક્યો. અને બોલી—

"કેમ ? ઠીક લીંપ્યો છે ને ?"

ચંપકે કોટ ઉતારી ખીંટીએ ભેરવ્યો અને પછી પરીક્ષકની અદાથી રસોડામાં દૃષ્ટિ નાંખી.

"ઠીક છે, બરાબર નહિ. આ ઓકળા તો જો ! કેટલા વાંકા-ચૂંકા છે !"

ચંપાનો બધો ઉત્સાહ ઓસરી ગયો. પરણ્યા પછી તેને આ પહેલીજ વાર લીંપવાનો વખત આવ્યો હતો. એટલે તેણે ખૂબ હોંસથી લીંપ્યું હતું.

"ઓકળા વાંકા તો આવેજ ને !" તેનાથી બોલાઇ ગયું. "એ કંઇ ફુટપટ્ટી વડે માપી માપીને લીંપાય છે ?"

"અરે, પણ એમાં છે શું ? ધ્યાનથી મજેની ઓકળીઓ

પાડી હોય તો કેવી સુંદર દેખાય? લીંપવું એ તો રમતની વાત છે!" ચંપકે ચંપાને ચીઢવવા માટે હાવકું મોઢું રાખીને કહ્યું.

"ભલે!" ચંપા બોલી. પણ તેને ડુમો ભરાઈ આવ્યો. મોટો ખરચ કરીને ભારે ધામધુમથી તૈયાર કરેલો ખેલ પહેલી જ નાઈટે "ફેઈલ" જતાં નાટકના માલીકની જેવી સ્થિતિ થાય તેવી તેની સ્થિતિ થઈ ગઈ. આખા દિવસના શ્રમથી તે થાકી ગઈ હતી. તેમાં ચંપકના શબ્દોએ તેના હૃદય ઉપર ઠંડું પાણી રેડ્યું. એટલે તેને માનસિક આઘાત પહોંચ્યો. તે રાત્રે જ તેની તબિયત બગડી.

ચંપાની તબિયત એકાએક કેમ બગડી તે ચંપકને સમજાયું નહિ. જો કે બીજે દિવસે સવારમાં ઉઠીને ચંપાએ ધીમે ધીમે ઘરનું કામ કરવા માંડ્યું. પણ તે દિવસે બપોરના તેનાથી લીંપી શકાયું નહિ. રોષમાં ને રોષમાં તેણે કંઈ દવા પણ પીધી નહિ. પાંચ વાગ્યે જ્યારે ચંપક ઘેર આવ્યો અને તેને મોટો દપકો આપીને ક્વીનાઈનની ટીકડી ગળાવી ત્યારેજ તેના હૃદયને કંઈક શાન્તિ વળી.

"આટલી બધી વાસ શાની આવે છે, ચંપા?" ચંપાના બિછાના આગળ બેસતાં ચંપક બોલ્યો.

'એ તો લીંપવાનું છાણ પડ્યું પડ્યું સડવા માંડ્યું છે, તેની વાસ આવે છે. મારાથી આજે લીંપી શકાયું નહિ, એટલે શું કરું! નહિ તો એનો નિકાલ આજે જ આવી જાત."

"હં." ચંપક બોલ્યો.

અચાનક ચંપાને કંઈક યાદ આવ્યું. ચંપકને ટાણો મારવાની આ સુંદર તક છે એમ ધારી તે બોલી:

"તમે કાલે કહેતા હતા ને કે લીંપવું સહેલ છે. તો જો ખરા હો તો આજે જાતેજ કરી બતાવો! મોઢાની વાતો તો બધા-યને કરતાં આવડે છે. આજે લીંપી બતાવો તો હું જાણું કે ખરી વાત!"

ચંપકને પોતાનું સ્વમાન ભયમાં લાગ્યું. આજે ચંપા પોતાને ટાણો મારી જાય?

"લીંપવામાં બળ્યું છે શું? એમાં ક્યાં મોરનાં ઈંડાં ચીતરવાનાં છે?" તે બોલ્યો, "ચાલ, એટલું છાણ હું અત્યારેજ પુરૂં કરી નાખું અને તને બતાવું કે આમ લીંપાય છે!"

ચંપકને લીંપવાની તૈયારી કરતો જોઇ ચંપાને શેર લોહી ચઢ્યું. તે બિછાનામાં બેઠી થઈ બધો તાલ જોવા લાગી. ટેનીસ ખમીસ અને કેલીકોના "વણેલી હવા"ના બારીક ધોતીઆમાં સજ્જ થયેલા ચંપકે કછોટો મારી પાણીની ડોલ ભરી આણી અને પાસે પડેલી માટી પલાળી તેને છાણ સાથે ભેળવવાની શરૂઆત કરી દીધી! થોડી વારે બન્નેને જેમતેમ ભેળવી તેણે તૈયાર કરેલી ગારને ટોપલીમાં ભરવાની શરૂઆત કરી.

"હજી ગાર બરાબર થઈ નથી!" બિછાનામાં બેઠેલી ચંપાથી બોલ્યા વિના રહેવાયું નહિ.

ચંપકે જોયું કે એવી એવી બાબતોમાં તો ડગલે અને પગલે ચંપાની સલાહ લેવી પડશે. એટલે તે બોલ્યો:

"તો શું કરવું તે તારે બતાવવું પડશે. એ તો પહેલેથીજ કહી દઉં છું. એવું તવું આપણે જાણીએ નહિ. બાકી લીંપવું તો સ્હેલ છે!"

ચંપાએ હસતાં હસતાં તેને સમજણ પાડવા માંડી:

"હજી માટી બરાબર ભાંગી જઇને છાણ સાથે મળી ગઇ નથી. આખાં ઢેફાં રહી ગયાં લાગે છે. માટે જરા ફરીથી બન્ને હાથે ગુંદીને ગાર કરો!"

ચંપક જેમ પાપડનો લોટ બાંધતો હોય તેમ બન્નેને હાથે પાછો છાણ માટી ગુંદવા લાગ્યો! કડણ થઇ ગયેલાં માટીનાં ઝીણાં ઝીણાં ઢેફાં ખોળી ખોળીને ભાંગી છાણ ભેગાં ભેળવતાં ભેળવતાં તેનાં

આંગળાં, નસો અને હાથના સ્નાયુઓ ખૂબ દુઃખવા માંડ્યા.

"સાળું કસરત તો જબરી કરાવે છે! છે તો આટો કાઢી નાખે તેવું!" તે સ્વગત બબડ્યા.

ગાર તૈયાર થઈ એટલે એક ટોપલીમાં ભરીને તે બહારના ઓરડામાં લીંપવાની જગ્યાએ ગયો, અને આગલાં બારણાં અડકાવી પહેલા ઓરપાથી શુકન કર્યાં!

પહેલોજ લોચો નાખીને જરા હાથ ખંખેરતાં તેના ખમીસ અને ધોતીઆ ઉપર છાણનો છંટકાવ થયો!

"ઓતતારીની! આમ તો આ બધું લીંપતાં સુધીમાં બધાં કપડાં પણ લીંપાઈ જાય! આનો કંઈક ઉપાય કરવો પડશે." એમ બોલતો બોલતો તે ઉઠ્યો. અને ખીંટીએથી પંચીયું લઈ પોતાનાં કપડાં ઢંકાય તેમ ઓઢીને તેણે પાછો છાણનો કબજો લીધો! પોતે હાઈસ્કૂલમાં થોડું ઘણું ડ્રૉઈંગ શીખેલો; ભૂમિતિ પણ તેને આવડતી. તો તે બધું જ્ઞાન પોતે આચરણમાં ન મૂકે તો કામનું શું, એમ લીંપતાં લીંપતાં તેને વિચારો આવ્યા. વિચારના વમળમાં તેણે માપી માપીને લીંપવા પણ માંડ્યું! પણ જીંદગીમાં કદિ છાણને હાથજ લગાડ્યો ન હોય તે કેવું લીંપી શકે? અર્ધ ચંદ્રાકાર ઓકળીઓને બદલે ભૂમિતિની જુદી જુદી આકૃતિઓ તેનાથી જાણ્યે અજાણ્યે ચીતરાતી જતી હતી! કહેતાં તો કહેવાઈ ગયું; પણ તે માટે હવે તેને પસ્તાવો થવા માંડ્યો. પણ હવે કરે શું? તેની સ્થિતિ સાપે છછુંદર ગળ્યા જેવી થઈ ગઈ.

"હં! હં! કેટલો ડરપોક! એમ ગભરાઈ શાનો જાઉં! એમાં ગભરાવાનું શું?" તે મનમાં બબડ્યો, "હવે તો આ પાર કે પેલી પાર!"

ચાર પાંચ ઓકળો પુરા કર્યાં પછી તેના પગ, ઢીંચણ અને હાથે ગોટલા ચાલવા માંડ્યા. પોતે જેમ તેમ હાંક્યે તો રાખ્યું; પણ

જે લીંપાયું હતું, તેનો દેખાવ તદ્દન કરૂણાજનક થઈ પડયો હતો ! તેમ છતાં તેણે આગેકદમ બઢવા માંડયું ! હવે પાછો પડે તો નાક જાયને !

ચંપા ધીમે પગલે આવીને આ જોયા કરતી હતી. પરસેવાથી રેબઝેબ થઇ ગયેલા ચંપકને જોઇ તેનું આર્ય સ્ત્રીહૃદય દ્રવી ગયું. તે બોલી:

"આટલો બધો પરસેવો થઇ ગયો છે ! તમને થાક પણ બહુ લાગ્યો જણાય છે. હવે મહેરબાની કરીને રહેવા દો ! મારે હારજીત નથી કરવી. હું હારી, થયું હવે ?"

"ઉંહ !" ચંપકે બનાવટી બેપરવાઇ બતાવતાં કહ્યું. તેણે "બેંચ પકડ મેરે જોર આતા હૈ" જેવું કરવા માંડયું. "કોણ થાકી ગયું છે ! કામ કરીએ એટલે પરસેવો તો કુદરતી રીતેજ છૂટે !"

ચંપા નિરાશ વદને બારસાખને અઢેલીને ઉભી રહી. ચંપકનાં દિદાર જોઈ રડવું કે હસવું તે તેને ન સમજાયું. તેની હાજરી જોઇને ચંપક પણ હવે ખીલ્યો.

"હવે હું રહેવા દઉં ? હરગીજ નહિ." તે બોલ્યો, અને પછી લીપતાં લીંપતાં લલકારવા માંડયું:

જો આગે કદમ ઉઠાયા
    વો પીછુ ન હઠનેવાલા !
મેદાન ન હોગા ખાલી
    જબ તક ન હો ખુશ હાલી !

"બાપસાબ ! હવે બહુ થયું." ચંપા બોલી. "તમે બહુ હસવામાં કાચા છો; પણ પાછા ખાટલે પડશો, હોં !"

હમ મરેંગે લીંપતે, લીંપતે,
    નહિ લીંપણ મરનેવાલા !

ચંપકે પાછું લલકાર્યું. અત્યારે તે તાનમાં ચઢ્યો હતો. ચંપા જેમ જેમ તેને નમ્રતાથી વિનવતી હતી તેમ તેમ તેને વધારે શૂર વ્યાપતું હતું.

"લીંપવું રહેલ છે એ કબુલ કરું છું, પછી કંઈ?" ચંપા બોલી. "હવે તો રહેવા દો."

જવાબમાં ચંપકે છાણથી ખરડાયલા પોતાના હસ્તકમળને ઉંચો કરી કહ્યું:

ચે શીર જાવે તો જાવે
પર યે કમરા લીંપ જાવે !
યે જાન ફ્ના હો જાવે
પર યે કમરા લીંપ જાવે !

ચંપા હવે કંટાળી.

"તમને આજે થયું છે શું ?" તે બોલી, "મારે પછી પેલું ગાવું પડશે, હોં !"

"શું ?" ચંપકે પોતાની ધૂન અટકાવીને પ્રશ્ન કર્યો–

"પેલુંસ્તો ! આ તમે રણે ચઢ્યા છોને, એટલે ગાવું પડશે કે:

"મારા લીંપણુભીના કંથ હો,
તમે ત્યાગો હવે રણવાટ !

હસતાં હસતાં ચંપાએ મધુર સ્વરથી આલાપ લીધો !

"ઓહો ! એમને ! ગાવાની છૂટ છે, જા—

જો આગે કદમ ઉઠાયા—"

ચંપક પાછો ધૂન ઉપર ચઢ્યો. એટલે તેને ખીલવા દઈ ચંપા પાછી અંદરના રૂમમાં જઈ બિછાનામાં પડી.

"આજે ખૂબ ચગ્યા છે, ત્યારે ચગવા દો !" તે હસતાં હસતાં બબડી—

આ બાજુ થોડી વારે ચંપક શાન્ત થયો અને તેણે બાકી રહેલો ભાગ લીંપી નાખવા ઝડપ કરવા માંડી. લીંપતાં લીંપતાં છાણના છાંટા તો ઉડયેજ જતા હતા. પણ ઓઢેલા ધોતીઆને લીધે તેનાં કપડાં બચી જતા હતાં. છાણની તીવ્ર વાસથી બચવા માટે તેણે ધોતીઆના બે છેડા છેક નાક પાસે લાવી ત્યાં આગળ ગાંઠ વાળી દીધી હતી. એટલે સીનેમામાં બતાવાતી બગદાદની હૂરીઓ જેવો બુરખો ધારણ કરે છે તેવો બુરખો ધારણ કર્યો હોય તેવો તેનો દેખાવ થઈ રહ્યો હતો !

પણ તે દિવસે તેના ગ્રહજ વાંકા લાગતા હતા—રૂમ લગભગ લીંપાઈ રહેવા આવ્યો હતો. અને માત્ર છેલ્લા બેજ ઓરપા બાકી હતા. તેજ વખતે હસમુખ, છબીલ અને છગન આવી પહોંચ્યા. કમનસીબે બારણાને સાંકળ મારવી રહી ગયેલી. એટલે પેલાઓ, તો બારણું ઉઘાડીને અંદર આવ્યા. પણ ચંપકે પંચીયું ઓઢી લીધેલું હોવાથી પછવાડેથી તેને ચંપાજ સમજી લઈ સર્વે રૂમના બારણા પાસેજ અટકી ગયા, અને હસમુખે પ્રશ્ન કર્યો:

"ચંપાભાભા ! ચંપક નથી કે શું ?"

લીંપણના કાર્યમાં ઓતપ્રોત થઇ ગયેલો ચંપક પોતાની પાછળથી આવેલા અવાજથી એકદમ ચમકયો. એકથી વધુ જણ આવ્યા છે એમ વગર જોયેજ તેના કાને સાક્ષી પૂરી. બધાની સમક્ષ આજે પોતાની ફજેતી થશે એ ધાસ્તીથી તે એકદમ ઉભો થઇ ગયો. અને પાછળ ફરીને મોઢું બતાવ્યા વિનાજ તેણે છલંગ મારીને અંદરના ઓરડા તરફ દોડવા માડયું ! કમનસીબે આખો ઓરડો લીંપેલો હતો. એટલે દોડતાં દોડતાં છાણને લીધે તેનો પગ લપસ્યો અને ફુટપાથ ઉપર પડેલી કેળાંની છાલને લીધે લોકો જેમ પછડાય છે તેમ સરરર ધુમ કરતો નીચે પછડાયો ! સદ્‌ભાગ્યે તે બેઠોજ પડયો. એટલે બહુ વાગ્યું નહિ. પણ નાટકનો

પડદો, તો ઉંચકાઈ ગયો. અને તેના દિદાર જોઈ મિત્રોના પ્રચંડ હાસ્યથી આખું મકાન ગાજી ઉઠ્યું ! ચંપા પણ અંદરથી દોડતી આવી. ચંપક પણ હવે ઉભા થઈને હસવા માંડ્યું.

"કેમ શેટજી, આજે કંઈ ભાભીનો ચાર્જ તમે સંભાળ્યો છે કે શું ?" હસતાં હસતાં છબીલ બોલ્યો.

"હી હી !" ચંપક બોલ્યો, "આજે જરા એની તબીઅત ઠીક છે. એટલે મેં આ છાણનો નિકાલ આણી દીધો !"

"ના. એમ તો કાંઈ છાણને હાથ અડકાડે તેવા નથી." ચંપા હસીને બોલી, "ખરી વાત તો બીજી છે."

આમ કહી ચંપકના હાથ પગ ધોવડાવતાં ધોવડાવતાં તેણે ટુંકામાં બધી વિગત કહી સંભળાવી.

"ઓહ, આઈ સી ! છબીલ બોલ્યો, "એમ બાબત છે ? ત્યારે આ તો તમે સમજ્યાં નહિ, ચંપાભાભી ? હાલમાં–સ્ત્રીઓએ પુરૂષોનાં કામો કરવા માંડ્યાં છે ને, એટલે તેના પ્રત્યાઘાત રૂપે ભાઈસાહેબે સ્ત્રીઓનાં કામો કરી જોવા પ્રયત્ન આદર્યો હશે. તમે હવે બેફિકર રહેજો, ભાભી ! ધીમે ધીમે ભાઈ–સાહેબ રસોડા કલેક્ટરનો ચાર્જ પણ સંભાળવા માંડશે !"

છબીલના શબ્દોથી એક વાર ફરીથી આખું મકાન પ્રચંડ હાસ્યના પડઘાથી ગાજી ઉઠ્યું !

૭

# નાટયપ્રયોગ

"અલ્યા, આ સ્ત્રીઓએ નવરાત્રિના નવ દિવસ ખૂબ આનંદથી ઉજવ્યા અને આપણે કંઈજ કરવાનું નહિ?"

"તારો વિચાર પણ ગરબા ગાવાનો થયો છે કે શું, રામુ?" ભગુ બોલ્યો.

"ના ના. પણ આપણેય કંઈ કરીએ તો?"

"આપણે શું કરવાના હતા? તુંજ કહે ને!" ચંદ્રકાન્ત બોલ્યો—

"મારો વિચાર એવો છે કે સ્ત્રીઓએ જેમ પોળમાંથી ઉઘરાણું કરીને માંડવો બાંધ્યો હતો તેમ આપણે પણ ફાળો ઉઘરાવીને નાટય પ્રયોગ ભજવીએ તો?" રામુએ પોતાની દરખાસ્ત રજુ કરી.

"હા. એ વાત ઠીક છે. પણ હવે એ ત્રણ દિવસમાંજ ભજવી શકાએ તો સારું!" ભગુ બોલ્યો. "એટલા વખતમાં કેવી રીતે પહોંચી વળાશે?"

"મારી પાસે લખાણ તો તૈયાર છે." દ્વિવેદી બોલ્યો.

"તો પછી પાઠ તૈયાર કરાવવા એ મારું કામ!" રામુને હવે હિંમત આવી. "ભગુ! તારે બીજી બધી વ્યવસ્થા સંભાળી

લેવાની, અને ફાળો ઉઘરાવવાનો તારે માથે, ચંદ્રકાન્ત !"

આમ કામની વહેંચણી થઇ ગઇ. અને દરેક જણ પોતાને કામે વળગી ગયા. ચંદ્રકાન્ત ઘેરઘેર ફરીને સારો ફાળો ઉઘરાવી લાવ્યો. દ્વિવેદીને નાનપણથીજ લેખક થવાનો શોખ હતો. એટલે પોતાનું નામ પ્રખ્યાત થાય એ હેતુથી તેણે ભગુને ચઢાવ્યો. એટલે પોતાના કોઇ મિત્રના છાપખાનામાં સાંજે ને સાંજે ભગુ પ્રોગ્રામના કાર્ડ છપાવી લાવ્યો અને મહોલ્લામાં વહેંચી પણ માર્યા ! કાર્ડ હાથમાં આવતાં જ રામુ ઉકળી ગયાઃ

"અલ્યા ભગુ ! આ પ્રથમ ગ્રાસે મક્ષિકા જેવું કેમ કર્યું ? નાટ્ય પ્રયોગો માટે માત્ર ત્રણ દિવસ આડા રાખી તારીખ છાપી મારી, એ તો જાણે ઠીક; પણ આ આગો પ્રોગ્રામ કેમ છાપી માર્યો ? વખત છેને આપણે પૂરો પ્રોગ્રામ ન ભજવી શકીએ ત્યારે ?"

"મને તો દ્વિવેદીએ પ્રોગ્રામ આપ્યો એટલે મેં છપાવી માર્યો !"

"એ તો કહેશે કુવામાં પડ, એટલે શું તું પડવાનો હતો ? મેં તો ધાર્યું કે તને વ્યવસ્થા સોંપી એટલે તું બરાબર પાર ઉતારીશ. પણ આ તો તેં શુકનમાંજ સાપ કાઢ્યો !"

"હશે હવે, થઇ ગયું તે થઇ ગયું. ભૂલ થઇ ગઇ. એ તો સૌ જોયું જશે. આગે આગે ગોરખ જાગે ! પ્રોગ્રામની નીચે મેં છપાવ્યું છે તે તો વાંચઃ "પ્રોગ્રામમાં ફેરફાર કરવાનો માલીકને હક્ક છે. ટંટો ફીસાદ કરનારને પોલીસને સ્વાધીન કરવામાં આવશે !"

"કપાળ તારૂં ! આ તે કંઇ નાટક કંપની જોઇ ?"

"હવે ભાઇ, ભૂલ થઇ ગઈ ! હું કબુલ કરૂં છું. તું કહે તેમાં મદદ કરૂં, બીજું શું ?"

"મદદ તો શું, પણ તું બધાને એકઠા કર. ચોકઠામાં હજી તો સ્ટેજ બાંધવાનું છે, છોકરાઓને પાઠ ગોખાવવાના છે, લાઇટ વગેરેની સગવડ કરવાની છે, દાઢી મૂછ વગેરે પણ માંગી લાવવાનાં

છે. હજી તો કેટલાં બધાં કામ છે !"

"ચાલ ત્યારે, હું બધાને બોલાવી લાવું છું. તું ચોકઠામાં આવ." કહી ભગુ ગયો.

થોડી વારે બધા ચોકઠામાં એકઠા થયા. જેઓ પાઠમાં બીલકુલ ઉતરી શકે તેવા ન હતા તેમને સ્ટેજ વિ. ઉભું કરવાનું કામ સોંપી રામુએ બીજા છોકરાઓને પાઠની વહેંચણી કરવા માંડી.

"લલ્લુ ! તારે સુત્રધાર બનવાનું છે. લે, આ તારો પાઠ ગોખી નાખ. અને મધુ ! તારે નટી બનવાનું !"

"નટી ! અલ્યા, મને નટી બનાવે છે ? તુંજ બનને ! આપણે કંઈ બૈરીના પાર્ટ માટે ભાગ લેતા નથી, સમજ્યોને ! મારે તો કોઈ રાજાના કુંવરનો પાર્ટ જોઈએ !" મધુભાઈએ મધુર વાણી ઉચ્ચારી દીધી !

"એહ ! રાજા તો હું થવાનો છું. તારે ફાવે તે બીજો પાર્ટ લેજે !" લાલભાઈ બોલ્યા ! "રામુ ! એ રાજાનો કે કુંવરનો પાર્ટ મનેજ આપવો પડશે ! પેલો ભગુડો ક્યાં ગયો ? ભાડા ખાપા કને ફાળો ઉઘરાવવા આવ્યો ત્યારે મને વચન આપેલું ! પૂછી જુઓ !"

લાલભાઈના પિતા આખા મહોલ્લામાં શ્રીમંત હતા, અને સૌથી મોટી રકમ પણ તેમણેજ આપેલી. વળી ફાળો ઉઘરાવતી વખતે લાલભાઈને વચન પણ આપવામાં આવેલું. એટલે તેને ના પડાય તેમ હતુંજ નહિ. છેવટે રાજાનો પાર્ટ તેને આપવો પડ્યો.

"ત્યારે આપણે ઉતરવાના નથી !" મધુએ લડાઈ જાહેર કરી. "જોઉં છું તમે હવે કેવું નાટક ભજવો છો તે !"

મધુ તેઓનો મોટો મદદગાર હતો. તેના વિના ઘણાં કામ અટકી પડે તેમ હતાં. છેવટે ખૂબ સમજાવીને પ્રધાનનો પાઠ આપ્યો. આમ બધા પાઠોની વહેંચણી થઈ ગઈ. સળંગ નાટકને બદલે જુદા જુદા પ્રવેશોજ ભજવવાના હોવાથી દરેકને કોઈ ને કોઈ પ્રકારે પાર્ટ

આપીને સંતોષ્યા. સ્રીનો પાર્ટ લેવાનું ચીનુ અને દ્વિવેદીએ પોતે કબુલ્યું.

ત્યાર બાદ નાટકની તડામાર તૈયારીઓ થવા લાગી. રાતના ચાર ચાર વાગ્યા સુધી પાઠ ગોખાવા લાગ્યા. તેમાં પહેરવા માટે જોઇતા પોશાક પણ ભાડે લાવવામાં આવ્યા અથવા પોળમાંથીજ માંગી લાવવામાં આવ્યા. અને બધાની ભારે ખુશાલી વચ્ચે ત્રીજીજ રાત્રે નાટકની શરૂઆતની પહેલી ઘંટડી વાગી !

સ્ટેજ ચોકઠામાં ઉભું કરેલું. એટલે સ્ટેજની ત્રણેય બાજુએ મહોલ્લાનાં આબાલ વૃદ્ધ તથા બહારના પણ સંખ્યાબંધ પ્રેક્ષકો રૂપી ઓડીયન્સ ચીકાર ભરાઇ ગયું ! ભજવનારાંઓનો હર્ષ માતો ન હતો. સૌ પોતપોતાની હુશીઆરી દેખાડવા અમસ્તાજ આમથી તેમ સ્ટેજની બહાર આવજા કરી "મૈં ભી કુછ હું !" નો દેખાવ કરતા હતા ! મહોલ્લામાંથી ઉધરાવી આણેલાં ધોતીઆં અને સાલ્લાઓના બનેલા પડદાઓથી સ્ટેજ વિભૂષિત થયેલું હતું ! જરા વાર થતાંજ ભગુએ બીજી ઘંટડી ઠોકી. એટલે બહાર ઓડીયન્સની આતુરતા વધી ગઇ. ખૂબ ઘોંઘાટ થઇ ગયો. રામુ દોડતો ભગુ પાસે આવ્યો.

"અલ્યા ચક્કર ! બીજી ઘંટડી કેમ ઠોકી ? હજી કેકાણુંજ ક્યાં છે ?"

"કેમ ?" ભગુએ કાંડાની ઘડીઆળ બતાવતાં કહ્યું, "પહેલી ઘંટડી વગાડવાને બરાબર દસ મિનિટ થઇ એટલે બીજી વગાડવીજ જોઇએ ને ! આપણે બાબાશાહી ખાતું ચલાવવું નથી. આપણે તો ટાઇમ ટુ ટાઇમ પડદો ઉપાડવો છે ?"

"પડદો ઉપાડીને તારું ડાચું બતાવે ત્યારે ખરી વાત ! હજી સુત્રધાર અને નટીજ ક્યાં છે ! એ લલ્લુ અને ચીનુ ક્યાં ગયા ?"

"હજી આવ્યાજ નથી?"

"ના. કંઇ દેખાતાજ નથીને! તું દોડ. તેમને પકડી લાવ."

"પણ હું જઈશ તો અહીં ત્રીજી ઘંટડી કોણ વગાડશે?"

"હજી ડોબોજ રહ્યો! સુત્રધાર અને નટી વિના પડદોજ ક્યાં ઉપડવાનો છે?"

"હા, એ ખરી વાત!" કરતો ભગુ ત્યાં મહોલ્લામાંજ પેલા બન્ને જણને ઘેર પહોંચી ગયો. ત્યાં જઈને જોયું તો લલ્લુ લેંઘો તથા ખમીસ કોટ ચડાવીને કંઈ બહાર જવાની તૈયારી કરતો હતો!

"અલ્યા, ક્યાં જાય છે? તારા વિના તો બધું અટકી બેઠું છે!"

"હશે કદાચ. પણ મારા બાપુ અત્યારે મેઈલમાં આવવાના છે તે કહેવાનું તો હું ભૂલીજ ગયો હતો. મારે સ્ટેશન ઉપર જવુંજ જોઈએ!"

"પણ આમ છેક છેલ્લી ઘડીએ તારા વિના બીજું કોણ પાર્ટ કરશે?"

"ગમે તેને ઉભો કરજોને!"

"પણ તું એક વાર રામુને તો મળી જા. પછી તારે જવું હોય તો જજે. ચીનુ! તું તો ચાલ!"

છેવટે ત્રણે જણ રામુ પાસે આવ્યા. આ બાજુ વાર થવાથી ઓડીયન્સે સીટીઓ મારવા માંડી હતી. સ્ત્રીઓમાં પણ ધીમો ગણગણાટ શરૂ થઈ ગયો હતો. અને નાના છોકરાઓ "શરૂ કરો! શરૂ કરો!" ની બુમો પાડતા હતા. રામુ ગભરાટથી બગુની રાહ જોતો અંદર આંટા મારતો હતો ત્યાં ત્રણે જણ આવી પહોંચ્યા.

"આ લલ્લુ તો સ્ટેશને જતો હતો!" ચીનુએ રસ્તાના સમાચાર સંભળાવ્યા.

"હા. મારે હમણાંજ જવું જોઈએ. હું કહેવાનું ભૂલી ગયો હતો. આ મેઈલમાં મારા બાપુ આવવાના છે."

"દોસ્ત લલ્લુ! એમ તે બને? તું તો અમારૂં નાક કાપ બેઠો છે. બહાર તો બુમાબુમ થઇ રહી છે. આ બગલો તો બી ઘંટડી ઠોકીને તારી પાસે આવ્યો હતો. એટલે હવે ત્રીજીજ ઘંટ બાકી છે. ઝટ તૈયાર થઇ જાને! નહિ વાર લાગે. પાઠ કરીને મેહેલ ઉપર પણ પહોંચી જઇશ."

છેવટે રામુની કાકલુદીથી લલ્લુ તૈયાર થયો. દક્ષિણી પાઘડી બોખું તો અગાઉથી માંગી આણેલું હતું; તે તેણે માથે ચડાવી દી અને કોટ ઉતારી નાખી લેંઘા અને ખમીસ ઉપર ચાલાકી ધોતીઉં ઓઢી લઇ તૈયાર થઇ ગયો! તેનો લેંઘો પણ ખૂબ પહો બાંયવાળો હતો. એટલે બે પગ નજીક રાખીને ઉભા રહેવાથી લે છે કે ધોતીયું તે એકદમ ખબર પડે તેમ ન હતું. લેંઘાને અ સુધી ઢાંકવા માટે તેણે ધોતીયું તો ઓઢયુંજ હતું.

લલ્લુ તૈયાર થઇને સ્ટેજ ઉપર આવી ઉભો; એટલે બગુ ત્રીજી ઘંટડી મારી પડદો ઉપાડ્યો! એકાએક રામુની નજર પડ તે તેની પાસે દોડ્યો!

"અલ્યા, ચીનુ તો હજી તૈયાર થાય છે; અને આ શું કર્યું!"

"હેં! ચીનુ સ્ટેજ ઉપર નથી આવ્યો?"

"જોને ત્યારે! તારે તે આંખો છે કે બાકોરાં!"

આ બાજુ લલ્લુને ઉતાવળ હોવાથી તેણે એકલાએજ બે હ જોડી "શ્રી જગવંદન. નાથ શુભ કર" ની શરૂઆત કરી દીધ ગાયન અડધે પહોંચ્યું એટલે ચીનુ નટીનો સ્વાંગ ધારણ કરી ખાસતો ખાસતો આવ્યો અને ગાવામાં જોડાયો! જેમ તેમ ગા પુરૂં થયું. એટલે સુત્રધાર નટીએ સ્ટેજને ફુલથી વધાવીને અ જવા માંડ્યું.

"અલ્યા, આ સુત્રધાર તો લેંઘાવાળો છે!" ઓડીયન્સમાં

કોઈક બોલ્યું. લલ્લુથી ચમકીને પાછળ જોવાઈ ગયું. એકી સાથે બધા બોલી ઉઠયા, "લેંઘો ! લેંઘો !"

ભારે હસાહસ વચ્ચે પડદો પડયો !

સ્ટેજ નાનું હોવાથી પડદો પાડીને અંદર બીજા સીનની ગોઠવણી કર્યા પછી પાછો પડદો ઉપાડવો એવો ક્રમ રાખ્યો હોવાથી બીજો સીન જોવા માટે પ્રેક્ષકો આતુર થઈ રહ્યા. આ બાજુ લલ્લુ અંદર જતાંજ રામુએ તેની ખબર લઈ નાંખી.

"સાલા, પડદો પડતાં સુધી તારાથી ઉભા ન રહેવાયું ? એટલી ધીરજ રાખી હોત તો લેંઘો જણાઈ આવત નહિને ! આખા સીન ઉપર છેવટે પાણી ફેરવ્યું !"

"મારી ગરજ મટી એટલે હવે દમ ભરાવે છેને ! ઠીક છે બચ્ચાજી, કોઈ વખત જોઈ લઈશ." લલ્લુ કપડાં પહેરીને જતા બોલ્યો.

"જા, જા. લલવા ! તારાથી થાય તે કરી નાંખજે !" રામુએ પણ હવે ગરજ સરી એટલે ઉંચામાંની સુણાવવા માંડી. ધુંવાફુવા થતો લલ્લુ ગયો.

આ બાજુ બીજો પ્રવેશ ગોઠવાઈ ગયો. બીજો પ્રવેશ સિદ્ધરાજની કચેરી વિશેનો હતો. લાલભાઈ સિદ્ધરાજ બન્યા હતા અને મહુ મંત્રીશ્વર બન્યો હતો. પડદો ઉપડતાંજ સિદ્ધરાજે બે હાથ જોડી શરૂ કરી દીધું:

"હે વાયુ પુત્ર ! બડનિધાન ! દુઃખીઆના બેલી ! હું ટને આ રૂદ્રમાળનો રખ્ખક કરૂં છું..."

લાલભાઈના સુરીઆણા શબ્દોચ્ચારથી ઓડીયન્સમાં અટ્ટહાસ્ય ફેલાઈ ગયું ! હાસ્યનો ઉભરો કંઈક શમતાં લાલભાઈ ઉર્ફે સિદ્ધરાજે પાછું શરૂ કર્યું:

"જગટે મને સિંહનું ઉપનામ આપ્યું છે, પણ હું રંક ટરના

સરખો છું. જ્યારે શત્રુનાં વાજાં અહીં ગગડસે ત્યારે માડી ભસમ પણ હસે કે નહિ અને હું કોન જાને ક્યાંયે રખડતો ભમતો હોઇશ!"

"જહન્નમમાં." એક અવાજ આવ્યો.

"ટાડો બાપ જહાનમમાં!" લાલભાઈ ખીજવાયા!

"બોખડો! બોખડો!" ઓડીયન્સ હવે હાથથી ગયું. ભગુએ સમયસૂચકતા વાપરી પડદો પાડી દીધો. સિદ્ધરાજના દરબારનો સીન આમ અધવચ્ચ સંકેલી લેવો પડ્યો.

ત્રીજા સીનમાં સંગીત હતું. એટલે બીરૂએ પડદા બહાર આવીને હારમોનીઅમ સાથે "પછી કાશી ગયાથી શું?"ની ગઝલ છોડી મૂકી. ગઝલ તાલબદ્ધ હોવાથી ઓડીયન્સે પણ બીરૂની સાથે ગાવા માંડ્યું તથા જાંગ રૂપી તબલાંઓ ઉપર ઠેકા મારી તાલ આપવા માંડ્યો! ગઝલ એટલી બધી ઉશ્કાઇ કે બીરૂને પાંચ વાર વન્સમોર મળ્યા અને છઠ્ઠા વન્સમોરે રામુએ આવીને ઓડીયન્સને સમજાવીને નવા પ્રવેશ માટે પડદો ઉપડાવ્યો.

ચોથો પ્રવેશ પૃથ્વીરાજ અને શાહબુદ્દીન ઘોરી વિષેનો હતો. પૃથ્વીરાજ કેદ પકડાયા પછી તેને શાહબુદ્દીન સમક્ષ ખડો કરવામાં આવ્યો હતો. ચીનુએ દાઢીમૂછ લગાવી શાહબુદ્દીન બની શરૂ કર્યું:

"પૃથ્વીરાજ! મારૂં કહ્યું માની જા! મારૂં શરણ સ્વીકારીશ તો હું તને તારી દિલ્હીની સલ્તનત પાછી સોંપી દઇશ!"

"ચુપ કર!" પૃથ્વીરાજે ગર્જના કરી, "તું મને લલચાવવા આવ્યો છે? નાદાન કૂતરા!"

છેલ્લા બે શબ્દો પાઠમાં નહોતા; પણ બોલનારેજ ઉમેરી લીધા: એટલે ચીનુના મીજાજ ગયો. પૃથ્વીરાજ બનેલા ચંદુના વાંસામાં એક મુક્કો લગાવતાં તે બોલ્યો:

"હું કૂતરો! અલ્યા, હું કૂતરો! તારૂં ડાચુંજ તોડી નાખીશ!"

ચંદુએ જાણ્યું કે ચીનુ શાહબુદ્દીન તરીકેજ બોલે છે અને

તેણે તે સમજીને પોતાને મુક્કો માર્યો છે એટલે તેણે ધીમેથી કાનમાં કહ્યું:

"અલ્યા ધીમેથી મારને! તારા કાકાને વાગે છે તે જોતો નથી!"

"તો તારા કાકાને કુતરો કહેતાં સારું લાગે છે?" બન્ને જણ બોલાચાલીમાંથી હાથોહાથ આવી ગયા. પૃથ્વીરાજના હાથ બાંધેલા હોવાથી તેને જરા વધારે માર પડ્યો, છતાં તેણે શાહબુદ્દીનની છાતીમાં માથાં મારીને નવોજ સ્ટન્ટ કર્યો! ઓડીયન્સે જાણ્યું કે આ લડાઈ તો પાઠમાંની હશે એટલે ખૂબ આનંદથી તાળીઓ પાડવા માંડી! આમ છતાં નેપથ્યમાં ઉભેલો રામુ મામલો સમજી ગયો એટલે તેણે બગુને કહીને પડદો પડાવી દીધો.

તેમ છતાં ઓડીયન્સ માને તેમ ન હતું. તેમણે તો વન્સમોર આપી સીટીઓ વગાડવા માંડી! છેવટે રામુએ તેમને સંતોષવા પડદો ફરીજ ઉપડાવી મલ્લકુસ્તીએ ચડેલા પેલા બે જણની ઝાંખી કરાવી! પડદો પડતાંજ રામુ તેમની પાસે દોડી ગયો.

"એ બાબલાઓ! આ શું માંડ્યું છે?"

"એ મને સખત મુક્કો શાનો મારે?" ચંદુ છુટો પડતાં બોલ્યો.

"ત્યારે એ મને કુતરો કુતરો કેમ કહે છે?"

છેવટે બન્નેને જેમ તેમ સમજાવી રામુએ સમાધાન કર્યું; અને છેલ્લા અંકમાં પ્રવેશ માટે તૈયારી કરવા માંડી. એ સીનમાં એક રાજકુંવરીને બાગમાં ફુલ વીણતી બતાવવાની હતી. અને પછી તેના ઉપર હુમલો કરી કેટલાક બુકાનીવાળા માણસો તેને ઉપાડી જવા તૈયારી કરે, એટલામાં કોઈ દેશનો રાજકુમાર આવી તેનો બચાવ કરે, એવું બતાવવાનું હતું. પડદો ઉપડતાંજ પગમાં મોજડીઓ અને ઝાંઝર પહેરી દિલીદાજી રાજકુંવરીના લેબાશમાં કમ્મર લચકાવતા લચકાવતા આવી પહોંચ્યા! આમંતમ જોઈ તેમણે

ધોતીયાં તથા સાલ્લાના પડદાઓને બાગની કલ્પના કરી બોલવા માંડ્યું:

"અહો ! આ ઉદ્યાનમાં પુષ્પો કેવાં ખીલ્યાં છે !..."

"અહીં તો બધે ધોતીયાં દેખાય છે !" ઓડીયન્સમાંથી કોઈક બોલ્યું.

"અલ્યા, કુંવરીજીએ તો ઝાંઝર સાથે મોજડીઓ ચડાવી છે !" બાબનની નજર મોજડીઓ ઉપર પડતાં તે બોલ્યો. ચારે બાજુએ અટ્ટહાસ્ય ફેલાઈ ગયું. રામુએ લાગ જોઈને બુકાનીધારીઓને હુમલો કરવા મોકલ્યા. ચારેય જણાઓએ આવીને કુંવરીના મોઢા ઉપર કપડું નાખ્યું. તેવીજ તેણે બૂમ પાડી:

"અરે, કોઈ બચાવો ! બચાવો !"

રાજકુંવર તરીકે મધુએ કૂદકો મારી વીંગમાંથી આવવાનું હતું અને તરવાર કાઢી શત્રુઓને મહાત કરવાના હતા, તે મુજબ અંદરથી કૂદકો મારી મધુ બહાર આવ્યો.

"કોણ છે દુષ્ટ પાપી ચંડાળ !"

આમ કહી જેવી તેણે છલંગ મારી તેવોજ તેનો પગ સ્ટેજના પાથરણામાં ભરાયો અને તે ધડડડડ ધૂમ કરતો સ્ટેજ ઉપર ઝીકાયો ! ચારે બાજુએ હસાહસ અને તાળીઓનો ગડગડાટ થઈ ગયો ! થોડી વારે ધૂળ ખંખેરી મધુ ઉઠ્યો અને "ખબરદાર" કહી મ્યાનમાંથી તરવાર ખેંચવા માંડી. કમનસીબે તરવાર પણ પતરાની હતી એટલે જરા જોર કરતાં તરવારનું પાનું મ્યાનમાંજ રહી ગયું અને મુઠ છુટી થઈને હાથમાં આવી ગઈ ! ફરી ખડખડાટ હાસ્ય ફેલાઈ ગયું ! આમ છતાં મધુએ સમયસુચકતા વાપરી તરવાર ફેંકી દીધી અને પેલા ચાર જણ ઉપર હાથોહાથ હુમલો કર્યો. બન્ને પક્ષો વચ્ચે ખૂબ ઝપાઝપી થઈ. દ્વિવેદીએ બીકથી ધ્રુજતી રાજકુમારીનો આબાદ અભિનય કરી એક બાજુએ ઉભા રહી પાંદડાની માફક ધ્રુજવા માંડ્યું ! ઝપાઝપીમાં પેલાઓની બુકાનીઓ છુટી ગઈ.

તેમની બનાવટી દાઢીઓ પણ દાઢીએથી છૂટી થઈને ગળામાં હારની પેઠે અંદર લટકવા માંડી! એક જણને મરી જવાનું હતું. એટલે તે ઘાયલ થવાનો ડોળ કરી સ્ટેજ ઉપર ગબડી પડયો. બીજા ત્રણ જણા નાસી ગયા એટલે રાજકુંવરી ઉર્ફે દ્વિવેદીજી હંસણીની ચાલે રાજકુમાર પાસે આવ્યાં અને નીચું જોઈ જમીન ખોતરવાનો દેખાવ કરી બોલ્યાં:

"અજાણ્યા મદદગાર! હું તમારો આભાર માનું છું. મારા મહેલમાં આવી મારું આતિથ્ય સ્વીકારશો?"

"ઘણી ખુશીથી!" મધુએ રાજકુંવરની અદાથી એક હાથ છાતી ઉપર રાખી સ્હેજ નમીને કહ્યું.

અહીં આ છેલ્લો સીન પુરો થતો હતો એટલે ભગુએ પડદો પાડયો. કમનસીબે પેલો બુકાનીવાળો જરા આઘો ગબડી પડેલો, એટલે તે પડદાની અંદર રહી જવાને બદલે બહાર રહી ગયો! ઓડીયન્સે વન્સમોર આપ્યો! ભગુએ પાછો પડદો ઉપાડયો. છેવટે રામુની ઇશારતથી મધુએ પેલા બુકાનીવાળાને અંદર ખેંચી લીધો અને કુંવરીને કહ્યું:

"આ શબને રાજમહેલમાં લઈ જવું જોઈએ જેથી તેને ઓળખી શકાય અને હુમલો કરનારા કોણ હશે તેની ખબર પડે!"

રામુ અંદર રહ્યે રહ્યે મધુની સમયસુચકતા ઉપર આફરીન થઈ ગયો. વન્સમોર મળે તો પડદો ઉપડે એટલે કંઇક બોલીને બન્ને જણને અંદર જવાનું હતું અને પછી પડદો પડે એવી ગોઠવણ રાખી હતી. તે મુજબ ઉપરનું વાકય બોલી મધુ અંદર જવા લાગ્યો. રાજકુંવરીને શું કરવાનું છે તે યાદ રહ્યું નહિ એટલે તે તો પુતળીની માફક પડદો પડવાની રાહ જોતી ઉભા રહી! એકાએક મધુએ બુમ પાડી:

"ચાલને ડોબા!"

'ડામા' શબ્દ બોલતાંની સાથેજ ઓડીયન્સે પાછા તેમને વધાવી લીધા ! ભારે ખુશાલી વચ્ચે તેમનો આ સીન પુરો થયો.

ત્યાર પછીનો સીન લંકાદહનનો હતો. હનુમાનનો પાઠ ભગુ પોતે કરવાનો હતો એટલે વખત મળતાં તેણે પુછડું વગેરે લગાડી રાખ્યું હતું. થોડી રાળ પણ તૈયાર રાખી હતી. રાક્ષસો બ્હીને ચીચીઆરીઓ પાડીને નાસે એ બતાવવાનો આ પ્રવેશનો ખાસ ઉદ્દેશ હતો. પડદો ઉપડતાંજ ભગુ પોતાનું પુંછડું સળગાવીને કુદકો મારતો આવી પહોંચ્યો. કાળી શાહી ચોપડી વચ્ચે સફેતાનાં ટપકાં કરી રાક્ષસો બનેલાઓએ ચીચીઆરીઓ પાડવા માંડી. કુદા-કુદમાં ભગુની પુંછડી વધારે સળગી અને તેના પહેરણે આગ પકડી ! હવે ભગુ ખરેખર ગભરાયો, તેણે સાચા હનુમાનની માફ-કજ બધે કુદાકુદ કરી મુકી. આજુબાજુના પડદાઓને પણ આગ લાગતાં તે સળગવા લાગ્યા-- સ્ટેજ પણ સળગ્યું ! માંડવો પણ સળગ્યો ! ચારે બાજુએ નાસભાગ થઈ રહી. રામુ અને મનુએ સમયસુચકતા વાપરી ભગુને પકડી લીધો અને તેનું પુછડું કાઢીને ફેંકી દીધું તથા તેનું બળતું પહેરણ કાઢી નાખ્યું ! થોડી વારમાં તો આખા સ્ટેજે આગ પકડી. સદ્‌ભાગ્યે સ્ટેજ ચોકઠામાં સૌથી છુટુંજ હતું એટલે મકાનોને કંઈ હાનિ પહોંચે તેમ ન હતું. એક કલાકે માંડવો બળીને ખાખ થઈ ગયો. નાટચ પ્રયોગો તેને ઠેકાણે રહી ગયા. અને પ્રેક્ષકો ખરેખર ભસ્મીભુત થયેલી લંકાનગરીને જોઈ પોતપોતાને ઘેર જવા વિખરાયા.

"અલ્યા, મારાં કપડાં તો અંદર બળી ગયાં !" હજી રાજ-કુંવરીના વેશમાંજ સજ્જ થયેલા દ્વિવેદીજી બોલ્યા.

"આખી લંકા બળી ગઈ અને ડોશી પોતાની પુણીઓને રડે એવી તું વાત કરે છે તો !" રામુ ચીડાઈને બોલ્યો.

"અરે ભાઈ, કપડાંને કોણ રડે છે ? પણ હવે અહીંથી

ઘેર શી રીતે જવું? આ ચણીઓ, ચોળી અને સાડી પહેરીને?" સીગારેટ ફૂંકતાં ફૂંકતાં દ્વિવેદીએ પોતાની મુંઝવણ રજુ કરી.

"એમ કહેને ત્યારે! ચાલ મારે ત્યાં. કપડાં આપું." રામુ બોલ્યો.

રામુ તેને પોતાને ત્યાં લઇ ગયો. ચણીઆ ચોળીમાં સજ્જ થયેલો દ્વિવેદી પણ સીગારેટ ફુંકતો ફુંકતો તેની પાછળ ગયો. અને કપડાં બદલી નાખ્યાં.

આમ ભારે આનંદ, રમુજ અને હોહાકામ વચ્ચે નાટ્ય પ્રયોગોની ઇતિશ્રી થઇ ગઇ.

## સમાપ્ત

# સ્ત્રી-ઉપયોગી પુસ્તકો

## સ્ત્રીશક્તિ ગ્રંથમાળા

**૧ કમનસીબ સવિતા (વંધ્યા):** ૦—૪—૦

સવિતા જુવાન ગુજરાતણની આબેહૂબ મૂર્તિ છે. તેના હૈયાની વેદના ચીતરતી આ ચોપડી એકેએક વાંચકે વખાણી છે

૨ કાકી: ૦—૩—૦

શરદ બાબુની કલમે લખાયલી આ વાર્તા સ્ત્રીઓ માટે સરસ આદર્શ રજુ કરે છે.

**૩ કાયદામાં સ્ત્રીનું સ્થાન (દરેક સ્ત્રી વાંચે):** ૦—૩—૦

હિન્દુ સ્ત્રીનું કાયદામાં કેવું સ્થાન છે, તેના હકો શા છે ને શા હોવા જોઇએ, પારસી, મુસ્લીમ સ્ત્રીઓને કેવા હક છે વગેરે માહિતીથી ભરપૂર આ ચોપડી ગુજરાતીમાં એકજ છે. દરેક બાપે દીકરીને, ભાઇએ બહેનને, ને વરે વહુને વંચાવવીજ જોઇએ.

૪ અર્ધાંગના: ૦—૪—૦

સ્ત્રીઓ અણીને વખતે પુરૂષને કેવી રીતે મદદગાર બની શકે છે તેના આદર્શ રજુ કરતી વાતો.

**૫ ગૃહવ્યવસ્થાની વાતો (બેટરી):** ૦—૬—૦

ઘરખટલાની આંટીઘુંટી પર અજવાળું પાડનારી આ વાર્તાઓ ગુજરાતી સાહિત્યમાં નવીજ ભાત પાડે છે.

૬ ખાંયણાં: ૦—૫—૦

કાઠીલી ગુજરાતણના હૈયામાંથી ટપકેલી જીવનની રમુજી, કરુણી, તેમજ આનંદી બાજુનાં ચિત્રો દોરતી આ લોકગીતોની ચોપડી ઘેરઘેર રાખવા લાયક છે

૭ બલિદાન: ૦—૫—૦

આવતી પ્રજાને શૂરવીર બનાવવા માટે બહેનોમાં આ પરાક્રમની ગદ્ય કવિતાઓનો ખુબજ પ્રચાર થવો જરૂરી છે. સર અવસરે તેમજ ખાસ કરીને સગર્ભાવસ્થામાં ભેટ આપવા જેવી રૂપાળી ચોપડી.

૮ ભવાટવી: ૦—૪—૦

હિંદુ સંસારમાં સ્ત્રીઓનાં જીવનની દયામણી બાજુ બતાવતી આ સાચી આત્મકથાઓ વાંચતાં આંખ ભીની થશે.

૯ મા: ૦—૪—૦

વર, વહુ, મા, બાપના પરસ્પર સંબંધ પ્રેમાળ અને વહાલસોયા કેવી રીતે બને તેની છણાવટ આ વાતોમાં કરેલી છે.

૧૦ જમાના પત્રો—કસોટીમય લગ્ન: ૦—૬—૦

વરવહુનું જીવન સુખી કેમ બને તે સમજાવતા અને વરે વહુ સાથે ને વહુએ વર સાથે કેવી રીતે વર્તવું તેના પર અજવાળું પાડનારા આ કાગળો બહુજ રસીલા છે.

૧૧ પતિની પસંદગી: ૦—૪—૦

વરવહુ પોતે એકમેકને પસંદ કરે એવા વિચારો ધરાવનારાઓએ આ વાર્તાઓનું ઝુમખું ખાસ વાંચવા ને વંચાવવા લાયક છે.

૧૨ લીલીની આત્મકથા: ૦—૩—૦

એક દુઃખીયારી બહેનની આ આત્મકથા સાવકા સહીયારાંના દુઃખો પર અજબ જેવો નવીન પ્રકાશ પાડે છે. જગતમાં શું આવું ય બને છે ?—એમ આશ્ચર્ય થશે

**૧૩ કેદાર:** ૦—૪—૦

બંગાળાનાં ગામડાંઓમાં સ્ત્રીઓની સ્થિતિ કેવી ખરાબ છે તેનો ચિતાર રજુ કરતી આ વાર્તા ઘણી જ રસિક તથા બોધક છે.

**૧૪ પારસી વાનીઓ: (શાકાહારી)** ૦—૬—૦

લગભગ સો ઉપરાંત ભાતભાતની લસલસતી, લહેજતદાર માંસમચ્છી વગરની વાનીઓ બનાવવાની સહેલી, ઝટ સમજાય એવી રીતો આમાં આપેલી છે.

**૧૫ વિધવા:** ૦—૫—૦

હિંદુ સંસારની એ દુઃખદ બાજુની જુદી જુદી નજરે છણાવટ કરતી આ ચાર વાર્તાઓમાં ઘણો નવીન પ્રકાશ પાડેલો છે.

**૧૬ કોને પરણું?** ૧—૪—૦

અભણ ગૌરી ગામડાની છે. ભણેલી ઇન્દુલેખા શહેરની છે. ગામડાની ગૌરી, ઇન્દુલેખા માટે જે ભોગ આપે છે તે ભોગ ઇન્દુલેખાના પોતાના ભોગ જેટલોજ મહાન છે! આર્યરમણીના હૃદયની ઉત્તમતાનું આ ચિત્ર જેટલું ભવ્ય છે તેટલુંજ રસિક છે.

**૧૭ સુઘડતા ને સુંદરતા:** ૦—૮—૦

વાળનું જતન, દાંતનું જતન, ચહેરાનું જતન, કપડાં અને ઘરેણાં પહેરવાની કળા, તંદુરસ્તી ખીલવીને સુંદર બનવાની કરામતની આ ચોપડીનો જોટો ગુજરાતી ભાષામાં નથી જ.

**૧૮ હાસ્ય ફુવારો:** ૦—૮—૦

શ્રી 'પ્રસાદ'ની રમુજી સામાજિક વાર્તાનો આ સંગ્રહ દરેક કોમની બહેનોને અત્યંત રસિક લાગશે અને નિર્દોષ આનંદ આપશે.

**૧૯ ભૂતના ભડકા:** ૧—૮—૦

શ્રી ધનસુખલાલ મહેતાની લખેલી આ સુંદર સામાજિક વાર્તાનો સંગ્રહ સર્વત્ર વખણાયો છે. પૃષ્ઠ બસો. ચિત્રો પણ પુષ્કળ આપેલાં છે.

૨૦ વિષવૃક્ષ: ૧–૮–૦

બંકિમબાબુની આ ત્રીજી સર્વમાન્ય નવલકથા હિન્દુ સંસારી કોયડાઓની છણાવટ ઘણી જ સરસ રીતે કરે છે. બંગાળામાં ઘેરઘેર વંચાય છે.

૨૧ હાસ્ય કલાપ: કિં. ૧–૮–૦

સામાન્ય કોટિનાં માણસો, સ્ત્રીઓ તથા બાળકોને પણ ખડખડ હસાવે તેવી, છતાં તદ્દન નિર્દોષ અને નિર્ભય વાર્તાઓનો આ સંગ્રહ ગુજરાતના હાસ્ય સાહિત્યમાં સારૂં સ્થાન પામ્યો છે.

૨૨ દેવી ચૌધરાણી: કિં. ૧–૮–૦

પ્રફુલ્લ નામની સાદી સીધી બાળા કેવી રીતે વીરાંગના બને છે તેનો અત્યંત રસિક અને પ્રેરક હેવાલ. મૂળ બંકીમ બાબુએ લખેલો છે.

૨૩ વીર રોઝા: (કાળું ગુલાબ) કિં. ૧–૦–૦

ફ્રાન્સના નવલસમ્રાટ એલેકઝાંડર ડૂમાએ લખેલી એક જેલર બાળાના પ્રેમ અને શૂરાતનની અજબ જેવી પ્રતિહાસ કથા.

૨૪ હાસ્ય ઝરણાં: કિં. ૧–૮–૦

હાસ્યરસના પ્રસિદ્ધ લેખક શ્રી હરિપ્રસાદ વ્યાસની આ વાતો આપણા સંસારની બૂરી બાજુ પર ચાબખા મારતાં મારતાં ખૂબજ કલ્લોલ કરાવે છે.

૨૫ "જરા ચ્હા મૂકજો" (હાય આસામ) કિં. ૧–૦–૦

સ્હવારે ને બપોરે મોજથી પીવાતા ચ્હાના પ્યાલાઓના ભીતરમાં ચ્હાના બગીચાઓના મજુરોની કેવી કરૂણ હાય વસી છે, તેનું એક મજુરે લખેલું સાચું વાર્તા રૂપ બ્યાન, જે વાંચીને સેંકડો માણસોએ ચ્હા ત્યજી છે.

૨૬ શાકરજની : ( નવી આવૃત્તિ ) કિં. ૧–૧૨–૦

ગરબા પુસ્તકોની મહારાણી.

૨૭ જીવનપલટો: ૦–૪–૦

આમાં ત્રણ જુદી જુદી સ્ત્રીઓનું જીવન જુદી જુદી રીતે બદલાઇ જાય છે, તેનું વર્ણન આલેખતી રસિક ને બોધક વાર્તાઓ આપેલી છે.

૨૮ સુખી ઘર: ૦–૩–૦

આપણા ઘરને સ્વર્ગ સમાન સુખી કેવી રીતે બનાવવું તેના પદાર્થપાઠ રૂપ ચિત્ર આલેખતી બોધકથા.

૨૯ ભરત ગુંથણ: કિં. ૦–૧૦–૦

નાની બાલિકાઓ પણ સહેલાઇથી સમજીને શીખી શકે તેવી શૈલીમાં એક અનુભવી પારસી બહેને લખેલું પુસ્તક. જાત-જાતની તરેહ તેમજ આકૃતિ સાથે.

૩૦ મોસાળીનું ચક્કર: કિં. ૦–૫–૦

ગુજરાતના એક અનુભવી હાસ્યરસના લેખકે આ પુસ્તિકામાં સ્ત્રીઓને રસ પડે અને સ્હેલાઇથી સમજાય એવી રીતે સંસારની મસ્મતભરી વાતો લખી છે.

૩૧ રઝિયા બેગમ: ૦–૩–૦

દિલ્હીના ચક્રવર્તી સિંહાસન પર બેસી રાજ્ય ચલાવનારી પહેલવહેલી સામ્રાજ્ઞીનું જીવનચરિત્ર. બ્હાણી માટે ઉત્તમ છે.

૩૨ ગૃહવિવેક અને બીજી વાતો: ૦–૬–૦

આમાંની મુખ્ય વાર્તામાં વિલાયતી અને દેશી સભ્યતા, ઘરની રીતભાતની તુલના કરેલી છે. બીજી વાર્તાઓ પણ ખૂબ રસિક અને બોધક છે.

**૩૩ સખીના પત્રો અથવા સંસારનાં દર્દો:** ૦—૯—૦

લગ્નની નિષ્ફળતાથી કંટાળી જઈને આપઘાત કરવા તત્પર થયેલી એક યુવતિને તેની બ્હેનપણીના પત્રો દ્વારા ખરો માર્ગ સુઝાડે છે. દરેક માબાપે આ પુસ્તક પોતાની પુત્રીને પરણાવતાં પહેલાં આપવું ઘટે છે.

**૩૪ સ્તનનું શાસ્ત્ર:** ૦—૩—૦

આ નાનકડી પુસ્તિકામાં માનવ સ્તન વિશે, તેની રચના, તથા જુદા જુદા આકાર વિશે સચિત્ર અને વિગતવાર સમજુતી આપી છે.

**૩૫ સ્ત્રીહૃદય:** ૦—૩—૦

આ નાની સરખી નવલિકામાં સ્ત્રીહૃદયનો સાચો ચિતાર આપેલો છે. એક આદર્શવાદી યુવાન પાછળ ઘેલી બની જીવનનું બલિદાન આપનાર વારાંગનાની કથા એકીબેઠકે પૂરી કરવી ગમે તેવી છે.

**૩૬ માતૃપ્રેમ અને બીજી વાતો:** કિં. ૦—૪—૦

આ સંગ્રહની મુખ્ય વાતોમાં એક માતા પોતાના સંતાનને ખાતર શું શું સહન કરી શકે છે તેનું આદર્શ દૃષ્ટાંત આપ્યું છે. બીજી વાર્તાઓમાં પણ ઉત્તમ ભાવનાઓના આલેખન છે.

**૩૭ પારસી લગ્નગીતો અને ગરબા:** ૦—૬—૦

શું પારસી લોકોમાં પણ લગ્ન વખતે ગીતો ગવાય છે ! તમે નવાઈ પામશો. પણ આ ચોપડી જોશો એટલે ખાત્રી થશે. કેટલાંક ગીતો તો ખૂબ રમુજી ને આનંદજનક છે.

**૩૮ દામ્પત્ય જીવન:** કિં. ૨—૮—૦

સંતતિનિયમન, વશીકરણ, પતિપ્રેમ જાળવવાની કળા, શરીર નિરોગી ને સુડોળ રાખવાની કળા તથા બાળકોને લગતી દરેક ફરિયાદો મટાડવાની વિદ્યા—એ બધું આ પુસ્તકમાં આપ્યું છે.

૩૯ વહેમી પતિ: ૦—૪—૦

એક સંસ્કારી અને સુધારક યુવાન પોતાની સુંદર અને સુશીલ પત્ની તરફ વહેમાય છે. એ 'વહેમ'ને કારણે તે પત્નીનો ભોગ લે છે. ને પછી ગાંડો બને છે. એ પાગલની આપવીતીને કરુણ અને હૃદયસ્પર્શી હેવાલ ગૃહજીવનનો નવોજ કોયડો ઉકેલે છે.

૪૦ આરોગ્ય અને સુખ: કિં. ૦—૬—૦

આ પુસ્તકમાં દરેક સ્ત્રી પોતાના કુટુંબની તેમજ પોતાની સુખાકારી કેવી રીતે જાળવી શકે તેને લગતું જરૂરી જ્ઞાન, દરેક ખાદ્ય ચીજોના ગુણદોષ વગેરે આપેલું છે. દરેક ગૃહિણીએ આ જ્ઞાન પ્રાપ્ત કરવું જ જોઇએ.

૪૧ સામાજિક વાતો: કિં. ૦—૫—૦

સંસારના જુદા જુદા કોયડા ઉકેલતી તાદશ વાતો એકી બેઠકે પૂરી કરવી જ પડે તેવી રસિક છે.

૪૨ રમુજી વાતો: (ઓશકિતની) ૦—૪—૦

આ વાર્તાઓમાંની ઘણીક આપણા હંમેશના જીવનનાં દશ્યો-માંથી ઉપજાવી છે ને ખૂબ હસાવે તેવી છે.

૪૩ ભલી ભાભી: કિં. માત્ર ૦—૧—૦

એક સંસ્કારી સ્ત્રી પોતાના દિયરના અપકાર ઉપર ઉપકાર કરી તેને કેવી રીતે નમાવે છે, તેનું સુંદર દષ્ટાંત આમાં છે. વૈધવ્ય પામેલી આર્ય અબળા પોતાની નીતિમર્યાદા સાચવીને પ્રમાણિકપણે પોતાનું ગુજરાન કેવી રીતે કરી શકે તેનો પણ બોધપાઠ છે. કિંમત પણ અલ્પ હોવાથી લ્હાણી કરનારા માટે બહુ જ સવડભરેલી છે.

૪૪ પતિ પ્રભુ છે: ૦—૧—૦

આ ચોપડી પણ લ્હાણી માટે ખૂબ સસ્તી કિંમતે કાઢેલી

છે. એમાંની વાર્તા પતિવ્રતાની બહુ જ સચોટ છાપ પાડે છે. એક સંસ્કારી પત્ની પોતાના દારૂડિયા ને રખડેલ પતિને વશ કરે છે.

**૪૫ માંદગી અને માવજત:** ૦—૪—૦

દરેક સ્ત્રીને આ વિષયનું તો જ્ઞાન હોવું જ જોઇએ. માંદાની સારવાર સંબંધી ખુબ ઉપયોગી સૂચનાઓથી આ પુસ્તક ભરેલું છે.

**૪૬ વાતનું વતેસર:** કિં. ૦—૧—૦

બાળાઓ સ્હેલાઇથી ભજવી શકે એવું હાસ્યરસિક નાટક.

**૪૭ ઘરેણાંનો શોખ:** કિં. ૦—૧—૦

વિમળા નામની એક ભોળી છતાં સૌંદર્યશોખીન બાળાએ પોતાના ઘરેણાં-શોખને લીધે પોતાનો પતિ જેલમાં જાય એવા સંજોગો કેવી રીતે ઉભા કર્યા તેનો તાદશ ચિતાર આપતી આ વાર્તા સચોટ—અસરકારક છે.

**૪૮ પારસી સતીઓ:** કિં. ૦—૬—૦

રાજાબાઇ ટાવર પરથી બે પારસી બાનુંઓએ પોતાનું શીયળ સાચવવા ખાતર ભુસકા મારી કરેલા આપઘાત વિષેના ગરબા.

**૪૯ એકાદશી:** કિં. ૦—૧૧—૦

શ્રી સરોજિની મહેતા (એમ. એ.) ની લખેલી અગિઆર સુંદર સામાજિક વાતો. બધીજ નવા સિદ્ધાંતો રજૂ કરે છે.

**૫૦ રાણકદેવી** કિં. ૦—૧૨—૦

હજાર વર્ષ ઉપર થઇ ગયેલી મહાન વિભૂતિની આ જીવનકથા અર્વાચીન શૈલીમાં ગુજરાતના એક ઉત્સાહી સિદ્ધહસ્ત લેખકે ઘણીજ રસિક લખેલી છે.

**૫૧ શિવાજીની બા**—મહારાષ્ટ્ર વીર શિવાજીને જન્મ આપી ઉછેરનાર વીર માતાનું રસિક અને પ્રેરણાદાયક જીવન-

ચરિત્ર. દરેક બહેને એક વાર અવશ્ય વાંચવું જ જોઇએ. (તેર આનાની ટિકિટ બીડવી) કિં ૦—૧૦—૦

૫૨ **સાસુની શિખામણ**—વહેમી માન્યતાઓને લીધે સ્ત્રીઓનાં જીવનની કેટલી હાનિ થાય છે તેની બોધકથા. કિં. ૦—૧—૦

૫૩ **કાયદાનું અજ્ઞાન**—એ અજ્ઞાનને લીધે બહેનો પોતાની ટુંકી દોલત કેવી રીતે ખુએ છે તેની બોધકથા. વ્યાજ ઉપજાવવાની જરૂરી માહિતી સાથે. કિં. ૦—૧—૦

૫૪ **નામ વગરની નવલકથા**—કપરા સંજોગોમાં મુકાયેલી એક પારસી બહેનના અનુભવોની રસિક વાર્તા. ડીટેકટિવ રસથી ભરપૂર. કિં. ૧—૮—૦

૫૫ **નારીભિષક**—સ્ત્રીઓના રોગોની ચિકિત્સા તથા ઉપચાર વિશેનું પ્રમાણભૂત પુસ્તક કિં. ૦—૪—૦

૫૬ **માસિક ધર્મ**—'અટકાવ' વિશેની ઉપયોગી માહિતીથી ભરેલો નિબંધ. કિં. ૦—૨—૦

૫૭ **નવા સાથિયા**—દિવાળીના દિવસોમાં પોતાનું આંગણું દીપાવવા માટેના સુંદર, અનેક નમુના આમાં આપ્યા છે. કિં. ૦—૨—૦

૫૮—૫૯ **વીર તારા**—(બે ભાગમાં) તોડાની વીરાંગનાનું પ્રેરણાત્મક ચરિત્ર. પૃષ્ઠ ૪૦૦ ગ્લેઝ કાગળ. કુલ કિં. ૨—૪—૦

૬૦ **ગોરમાનાં ગીતો**—ગોરોમાં ગવાતાં ગીતોનો સંગ્રહ કિં. ૦—૧—૦

૬૧ **મેડમ ડેમીડા**—(નિહિલિસ્ટોના પંજામાં) આ એક રસિક રશિયન વાર્તા છે જેમાં મેડમ ડેમીડા નામની એક સ્ત્રી ઘણાંજ હેરત ભરેલાં તેમજ બુદ્ધિ-ચતુરાઈનાં કામો કરે છે. ૦—૧૨—૦

૧૨ **સામાજિક વાતો. ભાગ ૨.**—લેખક શ્રી રમાકાન્ત દ્વિવેદી. આમાં આપણા આધુનિક સમાજને સ્પર્શતી અને તેનાં જુદાં જુદાં દૃષ્ટિકોણ રજુ કરતી રસિક નવલિકાઓ આપેલી છે. ૦—૩—૦

૧૩ **ગુણીયલ ગૃહિણી**—સારી ગૃહિણી કોણ? પોતે ભપકાદાર સાડી પોલકાં પહેરીને ઠેર ઠેર ભાષણો કરતી ફરે તે? કે પોતે આત્મભોગ આપીને પોતાનાં અને પોતાની આસપાસનાંઓને સુખી કરવા પ્રયત્ન કરે તે? આ પ્રશ્ન સમાજનો સનાતન પ્રશ્ન છે. તેને વિશે વિચારો જગાડતી આ નાનકડી નવલિકા ખરેખર વાંચવા અને વંચાવવા જેવી છે. ૦—૧—૦

૧૪ **સ્ત્રી સ્વાતંત્ર્ય**—સ્વતંત્રતાના અંધ ખ્યાલોમાં અથડાતી એક યુવતી આખરે ઠોકરો ખાઇને કેવી રીતે પાછી સાચા માર્ગ ઉપર આવે છે તેનું આ નવલિકામાં શ્રી રમાકાન્ત દ્વિવેદીએ સરસ આલેખન કર્યું છે. કિં. ૦—૧—૦

૧૫ **દક્ષિણી રાંધણકળા**—મહારાષ્ટ્રમાં બનતી રસોઇની વાનીઓ કેવી રીતે બનાવવી તેનું આ પુસ્તક ગુજરાતમાં વસતી એક ચતુર દક્ષિણી બહેને લખેલું છે. કિં. ૦—૩—૦

૧૬ **સતી જસમા**—પતિવ્રતની ખાતર પ્રાણ આપનારી આ વીર નારીની જીવનકથા સરળ, સાદી ને રસઝરતી બાનીમાં આલેખી છે. કિં. ૦—૬—૦

૧૭ **સંસાર દર્શન**—સંસારમાં ડગલે ને પગલે અનેક મુંઝવતા પ્રશ્નો આવી પડે છે. આ પ્રશ્નોને જુદી જુદી નજરે ટુંકી ટુંકી વાતોમાં નીરખીને વર્ણવી લીધા છે. કિં. ૦—૬—૦

૮ **ભૂમિમાતા—આનંદમઠ**—વંદેમાતરમ્ રાષ્ટ્રીયગીતના ઉદ્‌ભવ સ્થાન રૂપ, નિર્મળ દેશભક્તિની અપૂર્વ પ્રેરણા આપતું સ્વ. સાક્ષર શ્રી બંકીમચંદ્રનું લખેલું આ પુસ્તક એકેએક હિંદી અને પુરૂષે વાંચવા જેવું છે. નવી આવૃત્તિ—કિં. ૧—૦—૦

૯ **બાળવિધવા**—બાળવિધવા એ ગુજરાતના ઉચ્ચ સમાજનું દયામણું પ્રાણી છે. એના પ્રત્યે દરેક સહૃદય માણસ સહાનુભૂતિથી જુએ છે. અને ઘણાક સંસારી યુવકો તો તેનો હાથ ઝાલી સુખી કરવાની ધગશ ધરાવે છે. એવી બે બાલિકાઓએ પોતાનો માર્ગ કેવી રીતે કરી લીધો તેનો ચિતાર આમાં છે. કિં. ૦—૨—૦

૧૦ **સાચાં સહોદર**—ભાઇ બ્હેનનાં પ્રેમની અદ્‌ભુત ઝાંખી કરાવતી આ નવલકથા વાંચતાં હૃદયને હલમલાવી નાંખે છે. ૧—૮—૦

૧ થેપડા અથવા એક પર બીજી—સુંદર પાત્રાલેખનવાળી સામાજિક વાર્તા. એક પર બીજી કરનારને અજબ રીતે કેવો નશીબ મળે છે તેનું સુંદર દૃષ્ટાંત રજુ કરે છે. ૦—૪—૦

---

# શ્રીશક્તિ ગ્રંથમાળા વિશે
## પ્રશંસાના ઉદ્ગારો.

**ભરત ગુંથણ**—વિશે **લોકવાણી**ના તંત્રીજી લખે છે—

આ પુસ્તક ઘેર ભરત ગુંથણ કરતાં અને શાળામાં અભ્યાસ કરતા બહેનોને સારૂં માર્ગદર્શક થઇ પડે એવું છે. ભરત ગુંથણની પદ્ધતિ એમાં સમજાવવામાં આવી છે. ને એ પદ્ધતિને સાનુકૂળ ચિત્રો પણ પુષ્કળ આપવામાં આવ્યાં છે... આ પ્રકારનું પુસ્તક બહુ ઉપયોગી થઇ પડે તેમ છે.

**સુખી ઘર**—વિશે **પ્રસ્થાન**ના તંત્રીજી લખે છે—

સ્ત્રીઓને ગૃહિણી તરીકે સ્વમાન કેળવવાનો, ઘરકામને દીપાવવાનો, સંસ્કારી થવાનો બોધ મળે તેવું સાહિત્ય આ પુસ્તકમાં ટુંકામાં ને સુગમ ભાષામાં આપેલું છે.

**ભલી ભાભી**—વિશે સાપ્તાહિક **મુંબાઈ સમાચાર**ના તંત્રીજી લખે છે—

આ નાનકડી પેમ્ફલેટ સ્ત્રીઓને ઉદારતાનો બોધપાઠ આપવાનું કાર્ય બહુજ સુંદર રીતે કરી શકે તેમ છે...એની લ્હાણી થવી જોઇએ.

**પતિ પ્રભુ છે**—વિશે સા. **મુંબાઇ સમાચાર**ના તંત્રીજી લખે છે—

આ ચોપડી પણ લ્હાણી કરવા જેવી છે. એક દારૂડીઆ ધણીની સ્ત્રી પોતાના પતિને ખાતર ખુબ સંકટો સહન કરે છે આખરે તે વશ થાય છે ને પોતાની કુટેવો છોડે છે. ને બેઉ સુખી થાય છે.

# સ્ત્રીશક્તિ ગ્રંથમાળા વિશે
# પ્રશંસાના ઉદ્‌ગારો.

**માંદગી અને માવજત—વિશે મુંબઈ સમાચાર લખે છે—**

આપણે સ્ત્રીઓની સ્વતંત્રતા ને સમાનતા વિશે ગમે તેવી વાતો કરીએ, છતાં સ્ત્રીઓમાં જે નૈસર્ગિક કળા છે તેને પુરુષો નહિ પહોંચી શકવાના નથી. તેમાંની એક કળા તે નર્સીંગ છે—દરેકેદરેક સ્ત્રીના હાથમાં આ પુસ્તક મૂકાય તો તેથી તેને એ વિષયનું સારું જ્ઞાન પ્રાપ્ત થાય એ નક્કી છે.

**પ્રજાબંધુના તંત્રીજી લખે છે—**

ઘરમાં સ્ત્રીને માંદાની માવજતનું જ્ઞાન હોય તે હિંદુ સમાજમાં ખુબ જરૂરનું છે. એ જોતાં તેમની દ્રષ્ટિએ લખાયલું આ પુસ્તક કિંમતી થઈ પડશે.

**રઝિયા બેગમ—વિશે પુસ્તકાલયના તંત્રીજી લખે છે—**

આ પુસ્તિકામાં તેરમા સૈકાની આ સુલતાનાનો સરસ પરિચય આપ્યો છે...ઐતિહાસિક [illegible] જેવી છે.

**બુદ્ધિવિવેક—વિશે [illegible] લખે છે—**

નાનીશી ચોપડી છે. સ્ત્રીઓ માટે પુસ્તક મઝાનું ને આવકારપાત્ર છે. મહિલા પુસ્તકાલયો જરૂર ખરીદે.

**સખીના પત્રો—વિશે લોહાણા હિતેચ્છુના તંત્રીજી લખે છે—**

આ ઉપયોગી પત્રમાળાને પુસ્તકનું રૂપ આપી શ્રી સ. મંદિરના સંચાલકોએ વર્તમાન જગતને પોતાની એક [illegible] દાન આપ્યું છે. આવાં પુસ્તકોનો વધુ પ્રચાર કરવાની સૂચના સાથે લેખક તથા પ્રકાશકને અભિનંદન.

---

દેશબંધુ પ્રેસ—સુરત.

